# નામાનો મહેતાજી

## (ભાગ પહેલો)




: કર્તા :

ઝીણાભાઈ નીછાભાઈ મહેતા

હરિપુરા, ભવાની વડ,

સુરત.





તૃતિયાવૃત્તિ. * પ્રત ૨૦૦૦

* કિંમત ૦-૧૨-૦ *

સંવત ૧૯૯૬. * સને ૧૯૪૦

ૐ શ્રી.

# નામાનો મહેતાજી

## ભાગ પહેલો.

—: રચનાર તથા છપાવી પ્રસિધ્ધ કરનાર :—

**ઝીણાભાઈ નીછાભાઈ ગણદેવીકર**

**શરાફી નામાની સ્કુલના માસ્તર.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું:—**ભવાની વડ-સુરત.**



ત્રીતિયા આવૃત્તિ પ્રત ૨૦૦૦. કુલ પ્રત ૬૦૦૦.

કીંમત રૂ. ૦-૧૨-૦

મુદ્રક:-મોહનલાલ ગોવિંદરામ ભટ્ટ.

ધી "હિન્દુસ્થાન" પ્રિ. પ્રેસ : લાલગેટ : ખાંડબજાર-સુરત.

# સમર્પણ

## પ્રિય ગુર્જર સંતાનોના કોમળ કર કમળમાં સપ્રેમ સમર્પિત

તમેજ આ ગુજરાતની ભાવી આશાઓ છે; દેશનું સાચું ધન છે; તમારાજ હાથમાં રાષ્ટ્રનું ભાગ્ય મૂકાયેલું છે, તેમજ અમારૂં સર્વસ્વ છો; હું કોઈ સ્વાર્થ કે કીર્તિના લોભે બીજાને મારી શિક્ષણ કળા કેમ અર્પિ શકું ! મારી પાસે જે છે તે આ છે, મારા જેવો પુસ્તકદ્વારા પોતાના અંતઃકરણ સિવાય અન્ય શું અર્પે ? મારી વિદ્યાનો સદુપયોગ થવાની આશાએ આ પુસ્તક તમારા હાથમાં પૂર્ણ વાત્સલ્ય ભાવે મૂકતાં મારૂં હૃદય હર્ષથી ઉભરાય છે. અમૃત પ્રિય ગુર્જર સંતાનો આપણી મન કામનાઓ પ્રભુ સફળ કરે ! ૐમિત્યોરૂમ.

મંગલાભિલાષી

ઝીણાભાઈ નીછાભાઈ મહેતા

# આ બુકનો અભ્યાસ કેવી રીતે કરવો તેની સમજ.



"નામાનો મહેતાજી" ભાગ ૧ લા ઉપરથી પ્રથમ દરેક વ્યાખ્યા બરોબર રીતે સમજવી અને પછી તેના ઉપરથી કાચામાં નમૂનો જેવો થાય તેવો કરવો, અને પછી નમૂનામાં જોવું કે શું શું ભૂલો પડી, તે બરાબર રીતે સમજી લઇ પાકું કરવું. એટલે મનોયત્નના સવાલ ઉપરથી જેવું આવડે તેવુંજ કાચું કરવું, અને પછી પાકામાં જોવું કે શું શું ભૂલો પડી તે બરાબર સમજી લઇ પાકું કરવું; પછી તેને સાંકળિયાંની સમજૂતી સમજી લઇ પાનાં લખી ખાતાંઓ પાડી ખતવવું, અને આસો વદ ૦૦) એ જમાખર્ચી મેળ સિવાયની ખાતાવહી બનાવી અને પછી ખાતાવહીમાં જોવું કે બરાબર છે કે કેમ? તે થયા બાદ કાચું સરવાયું કાઢવું પછી આસો વદ ૦૦) નો જમા ખર્ચી મેળ વરસ આખરે ખાતાંની માંડવાળના નિયમ પ્રમાણે મેળ કાચો કરવો, અને તેને પાકા સાથે તપાસી (મેળવી) ભૂલ હોય તે બરાબર સમજી જવી પછી ખાતાવહીમાં ખતવવી. પાકું સરવાયું કાઢવું એટલે જુના ખાતાંને માંડીવાળી બાકી નવે ખાતે નવા ચોપડામાં ચઢાવવી. એજ પ્રમાણે પહેલો ભાગ બરોબર શીખી બીજો ભાગ શરૂ કરવો તે ગૂણુ ઉપર પ્રમાણે શીખવો. જમાખર્ચો મોઢે કરવાં. હિસાબો બરોબર ગણી જવા. તોલ, કોષ્ઠક, કુંચી ભાગ પાડવા બરોબર રીતે શીખવું. હિસાબો જલદી કેમ થાય તે રીતે ગણુતા શીખવું. અને વ્યાજો ખાતાંઓ ઉપરથી ગણુતા શીખવું.

"**વ્યાજગુરૂ**" વ્યાજ ગણુવાની રીતો મોઢે કરવી. પછી નામાના મહેતાજીમાંથી સાદુ અને કાપતું વ્યાજ બરોબર શીખી લેવું; પછી વ્યાજગુરૂમાં પાને ૯ મે ખાતું વસનજી લલ્લુભાઈનું છે, તેનું દરેક રીતે ગણી જવું અને તેવુંજ બીજું ખાતું રકમ જુદી (ફેરફાર કરી) લખવી. અને તે મિતિ, વાર તારીખ વગેરે પંચાંગમાંથી જુદી લખવી, અને તે ખાતાનું દરેક રીતે સમજી ગણી જવું.

"**હૂંડી શિક્ષક**" દરેક વ્યાખ્યા સમજ વગેરે બરોબર સમજી જવું. અને પછી હૂંડી જમાખર્ચ પાને ૫૫ અને આ બુક પાને ૧૬૨ મે છે તે મોઢે કરી પાને ૪૭ના સવાલ જવાબો જેવા આવડે તેવા કરવા, અને પછી પાકા જવાબ તપાસી જવા, એ પ્રમાણે શીખવા માટે કાચી નોટબુક ત્રણ ઘાયા કોરા કાગળની ચામડાના પુંઠાંની બાંધવી, અને પાકી બે ઘાયાની અને ખાતાવહી એક ઘાયાની કોરા કાગળની ચામડાના પુંઠાની બાધવી, અને સળ પાડી લેવા અને સળનું બરોબર ધ્યાન રાખી લખાણ સારા અક્ષરે લખવું. નામાનો મુખ્ય આધાર અક્ષર ઉપર છે. માટે અક્ષર જેમ બને તેમ ઠેરવીને સરસ લખવા.

"**વેપારી તત્વ**" સવાલ ઉપરથી આવડે તેવું કાચું કરવું. અને પછી તપાસી જવું કે શું શું ભૂલો છે. તે બરોબર મનન કરવું.

આ છઠ્ઠા ધોરણના કે મોટી ઉંમરના અને અંગ્રેજી જ્ઞાન ધરાવનારાઓ માટે ઉત્તમ સગવડ છે. બાકીનાઓ માટે હમારા નામાની બહોળા જાતિ અનુભવની વરસ ૩૧ ની શાળામાં દાખલ થઈ શિક્ષણની ખાત્રી કરી લેવી. હમારા શિક્ષણનો એક જ દાખલો રજુ કરૂં છું; જેથી ખાત્રી થશે.

# CERTIFICATE.

Mr. Zinabhai Nichhabhai Mehta has been on the Staff of this School for many years as a part time instructor in the Indian System of Book-keeping (Deshi Nama) taught to the students of the Commercial Class attached to this School. His work has been methodical and uniformly excellent. Several pupils having undergone a course of training under him are now well settled in commercial firms and are in charge of accounts of the firms. He is pain-taking and accurate in the duties entrusted to him, and the Inspectors were satisfied with the quality of work shown by students. He is the Author of a special book on the subject and his own institution has been wellknown here as a training school for the Deshi Nama system of account-keeping. He is generous and obliging and I hand him this testimonial willingly with best wishes.

(*Sd.*) ***K. S. Dabu, M. A.***

15th. Dec. 1924 Principal,

Sir J. J. English School, SURAT.

# સર્ટિફીકેટની સગવડ



જે ઉમેદવારો અમારી પાસે ત્રણ માસ રહી અભ્યાસ ન કરી શકે તેને માટે સર્ટિફીકેટ આપવાને અમે નીચેની સગવડ રાખી છે.

અ-અમારા "નામાનો મહેતાજી" ભાગ ૧-૨ "વ્યાજ ગુરૂ" અને "હૂંડી શિક્ષક" એ સિવાય વેપારી તત્વો નં. ૩. સવાલ જવાબ કાચાં પાકાં સરવાયાં જમા ખર્ચીમેળ જુની, નવી, ખાતાવહી સહિત ઉપરથી ઉમેદવાર કોઈપણ જગાએ રહી અભ્યાસ કરે અને પછી અહીંની ટર્મની પરિક્ષાની અગાઉ અઠવાડીયા પહેલાં હાજર થઇ એ પુસ્તકનું રીવીઝન તથા પ્રત્યેક વિષયના પ્રશ્નોત્તરો કરે અને નામાના અંગેના ગૂંચવણ ભર્યા ખુલાસાઓ મેળવે તે પછી બે દિવસ પરિક્ષામાં બેસે ને તેમાં પાસ થાય તેને અમે "**સર્ટિફીકેટ**" રાબેતા મુજબ આપીશું. ફીના રૂા. ૬) મ. ઓ. થી મોકલવા.

બ-દૂરના રહેનાર ઉમેદવારો અહીં આવી પરિક્ષા ન આપી શકે તેમણે આ "નામાનો મહેતાજી" ભાગ ૧-૨ "વ્યાજ ગુરૂ" "હૂંડી શિક્ષક" ઘેર મંગાવીને પાકો અભ્યાસ કરવો. નોટો બનાવવી. પછી અહીં પરિક્ષા થાય તે પહેલાં રૂા. ૮) મ. ઓ. થી મોકલી અહીંના સવાલ પેપરો મંગાવવા અને તે માટે પોતાના રહેવાના સ્થળના કોઈ સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થના ઉપર સવાલ પત્રો મોકલીએ તેમની રૂબરૂ ઉત્તરો લખી તેમનીજ મારફત પોસ્ટદ્વારા અમારા પર મોકલવા ને તેની સાથે અભ્યાસ વખતે બનાવેલી નોટો પણ જોવા મોકલવી જે ઉપરથી તપાસ કરતાં પાસ થયેથી અમારા તરફથી સર્ટિફીકેટ આપવામાં આવશે. પરિક્ષાની દેખરેખ રાખનાર ગૃહસ્થ પ્રમાણિકપણે પરીક્ષાની દેખરેખ રાખશે અને પેપરો લેશે તથા મોકલશે એવો તેમના હાથનો કાગળ મ. ઓ. જ્યારે મોકલે ત્યારેજ સાથે મોકલી આપવો.

લખો યા મળોઃ—

: શાખા : હીરાબાગ સામે, ૧૨, પટેલ રોડ **મુંબઈ ૪.**

**ઝીણુભાઇ નીછાભાઇ મહેતા**
**સરાફી નામાની સ્કુલ, ભવાની વડ-સુરત.**

# ભૂમિકા

દેશીનામાના મારા અનેક અનુભવો પછી પ્રકટ કરેલા આ પુસ્તક માટે તે પ્રસ્તાવના શી? હા એટલું તો ખરૂં કે આ કામમાં જેમ ઘણો પાકો અનુભવ તેમ તે વધુ ઉપયોગી. માટે આત્મ–પ્રશંસાનો દોષ થયો હોય તો તેની ક્ષમા ઈચ્છીને પણ અહિં કેટલીક હકીકત ટુંકમાં પ્રકટ કરવા ધારૂં છું.

મેં ૧૯ મે વર્ષે ગુજરાતી, અંગ્રેજીનો ઉચિત અભ્યાસ પૂરો કર્યો. તે પછી નવસારીમાં લોકમાન્ય મારા વિદ્યાગુરૂ **શ્રીયુત દેશાઈ ભગવાનજી રણછોડજી દાંડીકર** કે જે હાલ પણજ તાલુકે ચીખલીમાં રહે છે તેમની પાસે દેશી નામાનું સંપૂર્ણ શિક્ષણ મેળવ્યું. મારી હાલની યોગ્યતા તે મારા પૂજ્ય ગુરૂને આભારી છે. પછી મેં એ વિદ્યાને નીચેના સદગૃહસ્થોને ત્યાં ઉપયોગમાં લીધી.

૧. મારવાડી શા. હરજી મુળજી મુા. ગણદેવી

૨. ,, શા. પના મોટાજી મુા. બુહારી

૩. તારીઆ અબાહુસેન મેમણ મુા. બારડોલી

૪. શેઠ ખા. બા. હોરમસજી બરજોરજી ભીમડીવાલા મુા. ભોપાલ

૫. રેલ્વેલાઇન કંટ્રાકટર રામજી ભગવાન ઈટારસી

૬. વેપારી અને સરાફ શા. જેઠાલાલ દુર્લભદાસ બીલીમોરા

૭. સરાફ અને કમીશન એજંટ મોદી દુર્લભદાસ ગોપાળજી મુા. વલસાડ

૮. સરાફ દેસાઇ પરાગજી શુરભાઇની કું. મુંબાઈ

૯. જંગલ અને ઇમારતી કાટના કંટ્રાકટર વેપારી અને કમીશન એજંટ દેસાઇ પરાગજી ફકીરભાઇ મુા. ભાગડા બંદર

૧૦. સેન્ટજોન મીલના ખા. બા. બરજોરજી દોરાબજી કવેટા (બલુચિસ્તાન)

વગેરે ઘણી જગ્યાએ મેં મહેતાજી તરીકે નામાનું કામ કરી વલસાડમાં નામાની સ્કુલ રાખી અને ત્યારબાદ સુરતમાં આજે ૩૧ વરસથી "સરાફી પાકા નામાની શાળા" વિદ્યાર્થીઓને રહેવાની સગવડ સાથેના મકાનમાં રાખી છે.

આ શાળામાં દેશ દેશાવરના વેપારી અને શરાફો તથા કમીશન એજંટોનું નામું, હિસાબી કામ, વ્યાજ હૂંડી, જમાખર્ચ કાચું સરવાયું, પાકું સરવાયું, નફોટોટો. વરસ આખરે ખાતાંની માંડવાળ, અને નવા ચોપડાઓની શરૂઆત, વગેરેનું કામ શીખવવામાં આવે છે.

આ શાળામાં આજ સુધીમાં મારા હાથ નીચે લગભગ ૬૭૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ કે જેમાં વર્નાકયુલર ફાઈનલ થયેલા માસ્તરો. મેટ્રીકયુલેટેડ યુવકો પણ હતા. સૌએ આ શિક્ષણનો લાભ લઈ વેપારી ધંધામાં સારો લાભ મેળવ્યો છે, ને મેળવી રહ્યા છે.

અમોને ઘણા ગૃહસ્થો તરફથી અમારાં બહોળાં અનુભવી શિક્ષણના પુસ્તક બહાર પાડવાની ભલામણ થવાથી તથા કેટલાંક છપાયલાં નામાનાં પુસ્તકોમાં પુરાણી ઢબ અને અપૂર્ણતાઓ જોવાથી ચાલુ સુધરેલી રીત રિવાજ પ્રમાણે નીચે પ્રમાણે પુસ્તકો બહાર પડયાં છે.

૧ **વ્યાજગુરૂ**—એમાં આઠ પ્રકારના વ્યાજ રીત ગણી બતાવ્યાં છે.

૨ **હૂંડીશિક્ષક**—એમાં દરેક જાતની હૂંડીઓની સમજ; જમાખર્ચ સહિત આપી છે.

એ પુસ્તકોની ત્રિજી આવૃત્તિની પ્રત ૨૦૦૦ પુરી થવા આવી છે.

૩ **નામાનો મહેતાજી ભાગ ૧ લો**—એ પુસ્તક હાલ એક વરસથી બહાર પાડયું છે; એમાં સ્ત્રી અને મજૂરથી માંડીને સાધારણ વેપારીઓ, નાના વેપારીઓ અને વ્યાજુ ધંધાવાળાઓના

નામા સવાલ જવાબ, દાખલા દલીલ સાથે, નફોટોટો, કાચું પાકું સરવાયું, ખાતાંઓની માંડવાળ, જુને ચોપડેની બાકી નવે ચોપડે ચઢાવવી, વગેરે બતાવ્યું છે. આ ત્રિજી આવૃત્તિ હાલની ચાલુ ઢબ રિવાજે સુધારા વધારા સાથે બહાર પાડી છે.

આ પુસ્તકમાં ચેક અને અંગ્રેજી રીતે વ્યાજ ગણવા વગેરેમાં મુંબઈ શાખા. હીરાબાગ સામે, ૬૨, પટેલ રોડ મુંબઈ ૪. ના સંચાલક ર્દ. મગનલાલ મણીભાઇ તથા પ્રુફ વગેરે સુધારવામાં દે. નાનુભાઇ દુર્લભભાઈ કતારગામવાળાની મદદ માટે આભારી છીએ.

**નામાનો મહેતાજી ભાગ ૨ જો**—બહાર પાડયો છે તેમાં મોટા વેપારીઓ, શરાફો કમીશન એજંટોના નામાના દરેક ચોપડાઓની સમજૂતી સાથે નામું સવાલ જવાબ સહિત માંડી બતાવ્યું છે. દેશ દેશાવરમાં ચાલતાં તોલ, બારદાન, વટાવ, મુદત, કોષ્ટક વગેરે જૂદી જૂદી રીતે હિસાબ ગણી બતાવ્યા છે. પરીક્ષાના સવાલ જવાબ અર્થાત્ એમાં અમારા નામાના શિક્ષણની પૂરેપૂરી હકીકત આવી જાય છે. આથી ઘેર બેઠા પુસ્તક પરથી કોઈપણ શિખનાર શીખી શકે એ ઉદ્દેશથી આ પુસ્તકો બહાર પાડવાનું અમે સાહસ કર્યું છે એ 'પુસ્તકોના સાંકળીયાં આ બુકની અનુક્રમણિકામાં છે.

**૫ વેપારી તત્વો**—કે જેમાં કાચાં પાકાં સરવાયાં જમાખર્ચી મેળ, જૂની અને નવી ખાતાવહી સહિત **સવાલ-જવાબ** સાથે બહાર પાડયાં છે.

પુસ્તકમાં નજર દોષથી જે કાંઈ અશુદ્ધિ કે ભૂલચૂક જણાય તો તે જિજ્ઞાસુઓએ દરગુજર કરી મને લખી જણવવા કૃપા કરવી કે નવી આવૃત્તિમાં તે સુધારી શકાય **શમિત્યોરૂમ** સં. ૧૯૯૬.

: ગૃહસ્થાન :
તાકફળીઉ–ગણદેવી
વાયા બીલીમોરા
જીલ્લા સુરત.

વિનીત,
**ઝીણાભાઈ નીછાભાઈ મહેતા**
શરાફી પાકા નામાની શાળા ભવાની વડ,
**સુરત.**

# અનુક્રમણિકા.

પાનું વિષય


૧ નામું, નામાની જરૂર શી, ચોપડા બાંધવાની રીત.

૨ ચોપડાના સળ વિષે, ચોપડો એટલે શું? નામું લખતી વખતે યાદ રાખવાની બાબતો.

૪ ચોપડાના સળનો ઉપયોગ, નવું વર્ષ ગણવા વિષે, ચોપડાનું પૂજન કરવા વિષે.

૫ મિતિ ભરવા વિષે, સિલક કાઢવા વિષે, નોકર, મજૂર વગેરેના ચોપડા વિષે.

૬ આવક ખર્ચનું બેઠું ખાતું, વધારાના ખાતાં વિષે, બેઠામેળ, ખાતાવહી, નાના વેપારીઓના ચોપડા, કાચો રોજમેળ.

૭ પાકો રોજમેળ, રોકડમેળ, બિલબુક, નોંધ.

૮ ઉધારનોંધ, જમેનોંધ, કાચી પાકી નોંધ.

૯ જાંગડ બુક, ઉઘરાણી બુક, વ્યાજ વિષે, વ્યાજવહી, વ્યાજનું ખોખું.

૧૦ તારીજ કાઢવા વિષે, મુદ્દત કાઢવા વિષે, સર કાઢવાની રીત, વ્યાજ કાઢવાની રીત, ટકા વ્યાજ અને તેરીખ વ્યાજ, સાદું વ્યાજ, કાપતું વ્યાજ.

૧૧ પેટાં ફોડવાની રીત, વારોવાર વ્યાજ, વારોવાર મેળવવાની રીત. પહેલી

૧૩ વારોવાર મેળવવાની રીત બીજી.

૧૪ સૂઢ ( સળંગ ) વ્યાજ, સૂઢ વ્યાજ ગણવાની રીત.

૧૫ વરસ બાકી વ્યાજ. તારીખવાર વ્યાજ વ્યાજુ ધંધાવાળાઓના ચોપડા, સામા દસ્કતની ખાતાવહી.

૧૬ પ્રોમીસરી નોટ, ચેક, ચિઠ્ઠી, હૂંડી વિષે. હૂંડી લખવાના નિયમો.

૧૭-૧૮ હૂંડી.

૧૯ હૂંડીની પૂરેપૂરી માહિતી-પહોંચ, લોન, શેર, ડીબેન્ચર, બોન્ડ, સરવાયાં વિષે, કાચું સરવાયાં વિષે.
૨૦ પાકું સરવાયાં વિષે, ખેડૂતોએ નામું કેમ રાખવું, સ્ત્રીઓએ ઘરનો હિસાબ કેમ રાખવો. વરસ આખરે ખાતાંની માંડવાળ વિષે, નવા ચોપડાની શરૂઆત વિષે.
૨૧ ભરતિયું અને તેનું જમા ખર્ચ, કાગળ, તારીજ વિષે, ખાતાંનો આંકડો, બારદાન.
૨૨ તોલ, વટાવ, મુદ્દત, લોન, શેર, ચેક, બેંક, પોસ્ટ વગેરેની માહિતી, સાંકળિયાંની માહિતી, મેળોની સમજૂતી, હિસાબો, પરિક્ષાના પ્રશ્નો, બેંકના વ્યાજના ધારાધોરણ વિષે.
૨૩ થી ૮૬ સુધી મનોયત્ન ૧ થી ૧૮ સવાલ અને જવાબ અને સમજુતી પાને ૧૭૫ થી ૧૮૦ સૂધી.
૮૬ થી ૧૦૮ સુધી પાકી ખાતાવહી જુની બંધ કરી તથા નવી કરી અને સાંકળિયાંની સમજુતી પાને ૧૬૫-૧૬૬ અને ખાતાંઓની સમજુતી પાને ૧૬૭ થી ૧૭૪ સૂધી.
૧૦૯ તારીજ વિષે
૧૧૦ બેઠા ખાતાંનો નમૂનો નંબર ૧ अ
૧૧૧ ,, ,, ,, ,, ૨ ब
,, ડબલ ,, ,, ૨ क
૧૧૨ બેઠો મેળ ,, ,, ૩
૧૧૪ પાકી ખાતાવહી નમૂનો ,, ૪
કાચું નામું ટાંચણો ,, ,, ૫
૧૧૫ પાકાં નામાનો નમૂનો ,, ૬
૧૧૭ ઉધાર બિલ ,, ,, ૭ अ
૧૧૮ રોકડા બિલ ,, ,, ૭ ब
૧૧૯ જાંગડ બુક ,, ,, ૮
૧૨૦ ઉઘરાણી બુક ,, ,, ૯
૧૨૧ ખાતાવહીનું વ્યાજ માટે ખાતું
૧૨૨ વ્યાજ સાદી રીતે નમૂનો નંબર ૧૦

૧૨૩ વ્યાજ કાપતી રીતે „ „ ૧૧

૧૨૪ સામા હસ્કત „ „ ૧૨

૧૨૫ કાચુ' સરવાયુ' „ „ ૧૩

૧૨૬ પાકુ' સરવાયુ' „ „ ૧૪

૧૨૭ ખેડુતનો નામાનો „ „ ૧૫

૧૩૦ સ્ત્રીઓના નામાનો „ „ ૧૬

૧૩૧ ભરતિયુ' „ „ ૧૭

૧૩૨ કાગળ „ „ ૧૮

૧૩૩ વરસ આખરે ખાતાંઓની માંડવાળના નિયમો નમૂનો નંબર ૧૯

૧૩૪ વારોવાર વ્યાજ „ „ ૨૦

૧૩૭ સડ (સળંગ) વ્યાજ „ „ ૨૧

૧૩૮ દેશી કાપતી રીતે વ્યાજ „ ૨૨ अ

૧૩૯ અંગ્રેજી (બેંક) રીતે વ્યાજ „ ૨૨ ब

૧૪૧ બેંક રીતે ફીકેસ ડીપોઝીટ ખાતાંનું વ્યાજ નમૂનો નં. ૨૩. अ.

૧૪૨ „ કરન્ટ એકાઉન્ટ „ ૨૩. ब.

૧૪૩ પ્રોમીસરી નોટ „ ૨૪.

૧૪૪ ચેક નમૂનો નંબર. „ ૨૫.

૧૪૫ ચિઠ્ઠી „ ૨૬. अ. ब. क.

૧૪૬ હૂંડીનું ખોખુ' થતાં સુધીમાં તે ઉપર જે જે લખવામાં આવે છે. તે હૂંડીના નામ, શાહ જોગી, નામ જોગી.

૧૪૭ ધણી જોગી, ફેરે પુઠેની, જવાબી, શાખો, લેણી, તમારી વતીની, રોકડ કે દર્શની, કાચી પાકી, મુદ્દતી.

૧૪૮ હૂંડીના નાણાં ભરવાનો રિવાજ.

૧૪૯ હૂંડી ગેરવલ્લે પડે તો પેઠ, પરપેઠ, કાગળ વિષે.

૧૫૦ હૂંડીવહી વિષે

૧૫૨ હૂંડી નોંધ વિષે.

૧૫૪ હૂંડીનો સવાલ.

૧૫૫ હૂંડીનો જવાબ પાને ૧૬૧ સુધી. હૂંડી લખનાર લખાવનાર, વેચાણ કરનાર, વેચાણ લેનાર, સ્વીકારનાર, દેખાડ

કરનારનું નામું તથા હૂંડીનું ખોખું.
૧૬૨ હૂંડી ઉધાર અને રોકડીનું નામું કેમ માંડવું તે વિષે.
૧૬૨ લોન, શેર, પોસ્ટ વગેરેની સમજ પાને ૧૬૫ સુધી.
૧૬૫ આંકળિયાંની સમજૂતી.
૧૬૭ ખાતાંઓની સમજૂતી પાને ૧૭૩ સુધી.
૧૭૪ મેળ ૧ થી ૧૮ સમજૂતી વિષે ટીપ.
૧૭૫ મેળ ૧ થી ૧૮ સુધીની સમજૂતી પાને ૧૮૧ સુધી.
૧૮૧ હિસાબો ગણવાની સહેલી રીત વિષે.
૧૮૩ પરીક્ષાના પ્રશ્નો (સવાલ) પાને ૧૯૦ સુધી.
૧૯૧ બેંકના વ્યાજ વિષે.
૧૯૨ જમાખર્ચીમેળ વિષે. ટીપ કલમ, પાને ૮૫ ની.

## અનુક્રમણિકા ભાગ ૨ જો.

૨૦૧ મોટા વેપારી અને શરાફોના ચોપડા, રોકડમેળ કાચો રોકડમેળ.
૨૦૨ પાકો રોકડમેળ, નોંધ, જમેનોંધ, ઉધારનોંધ.
૨૦૩ ખાતાવહી, હૂંડીનોંધ, હૂંડીવહી, સહીબુક, સામાદસ્કત આંકડાબુક.
૨૦૫ કબાલાબુક, ખરીદીબુક. બિલબુક, સરવાયાંબુક, વખારમેળ, દાગીનામેળ.
૨૦૬ બેંકબુક, ચેકબુક, હાજરીબુક, ભાડાંબુક, આવરો સોદાબુક.
૨૦૭ મુંબઈની ઓર્ડરના માલની ભરતિયાંની નોંધ.
૨૦૯ આગળ, ભરતિયું.
„ શરાફ અને વેપારીની પેઢી (દુકાન) ના રોકડમેળ, નોંધ, જમે અને ઉધારથી સવાલો અને તેના જવાબો પાનું ૧૯૭.

૨૬૪ ભૂલથી લખાએલું નામું સુધારવા વિષે.

૨૬૫ લોન વિષે, શેર વિષે.

૨૬૬ હૂંડીના ફુરજા વિષે સમજ.

૨૬૭ વરસ આખરે ખાતાંની માંડવાળના નિયમો.

૨૭૦ સહીબુકનો નમૂનો નંબર. ૨૦.

૨૭૩ માલના વેચાણ ખર્ચનો આંકડો નમૂનો નંબર. ૨૧.

૨૭૪ લાકડાંના આંકડાનું માપ (તોલ) નમૂનો નંબર. ૨૧ अ.

૨૭૫ ચોખા, ખાંડ, ગોળનું તોલ ब, क, ड,

૨૭૬ માલનો કબાલો નમૂનો નંબર. ૨૨. अ, ब,

૨૭૭ ખરીદી બુકનો નમૂનો નંબર. ૨૪. अ, ब,
વખાર મેળ નમૂનો નંબર. ૨૫.

૨૮૦ દાગીના મેળ નમૂનો નંબર. ૨૬. अ, ब,

૨૮૧ સોદાબુક નમૂનો નંબર. ૨૭.

૨૮૨ મુંબઈના સરાફી વહીવટનો નમૂનો નંબર. ૨૮.

૨૮૬ કાગળ નમૂનો નંબર. ૨૯. अ, ब, क,

૨૮૯ ભરતિયું નમૂનો નંબર. ૩૦. अ, ब,

૨૯૨ ઓર્ડરના માલના ભરતિયાનું જમા ખર્ચ.

૨૯૩ મંગાવેલા માલના ભરતિયાનું જમા ખર્ચ અને આપણે આપણા હિસાબે વેચવા મોકલેલા માલનું જમા ખર્ચ.

૨૯૪ માલના વેચાણ ખર્ચના આવેલા આંકડાનું જમા ખર્ચ બીડી મોકલેલા આંકડાનું જમા ખર્ચ.

૨૯૫ તારીજ વિષે, હિસાબો, કુચીઓ, કોષ્ટકો, શેર મણ, કળશી, માણી, ખાંડી, ગાલ્લી, ભાર, સુરતી તોલા, મુંબઈ તોલા, ચાંદીના ભાર, ઔંસના રૂા. ભાર, પૌંડના રૂા. રૂા. ના પૌંડ, ડાલરના રૂા. તોલ કાઢયા વિષે. મુંબઈના સુરતી કરવા વિષે. હુંડૂવેટના, ગોળ લાકડાં, ચોરસ લાકડાં, પત્થર,

પાવડુના, જંરીના, મોતીના, મુંબઈના હિસાબ, શે'ફડાના, હજારના, મુંબઈ ગોળ લાકડાંના ફઝનના, રેશમના, રૂની ગાંસડીના, સુતરના.

૩૨૦ સુરતમાં બારદાન, તોલ, વટાવ, મુદ્દલ વિષે.

૩૨૧ મુંબઈ કરીઆણું (ગાંધી,) કણીઆ, કટલરી, લોઢું, તાંબા પીત્તળ, લાકડાં, જરી.

૩૨૩ પરિક્ષાના સવાલ અને જવાબો. પાનું ૩૫૮ સુધી.

**વ્યાજ ગુરૂ**—નવ જાતનાં એક ખાતું સાલ ૫ ના ગણી બતાવ્યાં છે.

**હુંડી શિક્ષક**—નું પૂરેપૂરૂં નામું આ ભાગમાં આવ્યું છે.

**વેપારી તત્વો**—૩ ખરીદ વકરો, સરાફ કમીશનની પેઢી, લિમિટેડ કુાં૦ ના કાચાં પાકાં સરવાયાં, સવાલ જવાબ, ખાતાવહી, સહિત. કુલ પાનાં ૪૪૫ સુધી.



# "વેપારનું તત્ત્વ"

## કાચું અને પાકું સરવાયું

વ્યાપારીઓ માટે દેશી નામું અગત્યનું છે છતાં તેના જાણકાર ઓછા થતા જાય છે. એ નામાની પણ એવી ગૂંચ છે કે જે ઘણા ઓછા સમજી શકે છે અને તે સમજવા માટે મોટા પગારના મહેતાજી નિભાવવા પડે છે. સુરતની શરાફી પાકા નામાની શાળા તરફથી કાચાં પાકાં સરવાયાં સમજાવનારી પુસ્તીકા બહાર પડી છે તે નામાના વિષયનો અભ્યાસ કરનાર તેમજ એ વિષયમાં રસ લેનાર અને હીત ધરાવનારા વ્યાપારીઓ માટે ઉપયોગી થઈ પડશે. બંને પુસ્તકોની કુલ કિંમત ૧૦ આના છે. તે નીચલે ઠેકાણેથી મળશે. શરાફી પાકા નામાની શાળા, હરિપુરા, ભવાની વડ–સુરત.

અભિપ્રાય: મુંબઈ સમાચાર (તા. ૫–૯–૪૦)

નામાનો મહેતાજીઃ લેખક શ્રી. ઝીણાભાઈ દેસાઈ. મૂલ્ય રૂા. ૩–૪–૦ આ ઉપયોગી પુસ્તકના બન્ને ભાગો વાંચી જોતાં અમને ખાત્રી થઇ છે કે પાઠય પુસ્તક થવાને યોગ્ય છે. નામું સમજાવવાની સરલ પદ્ધતિએ આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. નામાને લગતી બાબત હકીકત તેમાં પૂરી પાડવામાં આવી છે. અમે ઇચ્છીએ છીએ કે આ શાળાપયોગી પુસ્તકનો વિદ્યાર્થીઓ તથા શિક્ષકો વગેરે સૌ કોઇ સારો લાભ ઉઠાવે.

અભિપ્રાય: નવયુગ (તા. ૨૦–૧–૨૬)



॥ ओशम् ॥

॥ श्री गणेशाय नमः ॥

# નામાનો મહેતાજી

## ભાગ પહેલો



## નામું

**૧. નામું**—આપણે ત્યાં ઉપજ, ખરચ, લેવડ, દેવડ, કે આપલે ઘણી જાતનાં અને અનિયમિત હોય છે; તે જે પ્રકારનાં હોય તે બરાબર રીતે કાગળ ઉપર લખવામાં આવે તેને **નામું** કહે છે.

**૨. નામાની જરૂર શી?**—પેદાશ કેટલી અને ખરચ કેટલો તે જોવાથી કરકસરની ટેવ પડે છે. કોનીકોની પાસે કેટલુંકેટલું લહેણું અને કોનુંકોનું કેટલું'કેટલું' દેવું છે, તે બરાબર રીતે સમજાય છે, જેથી તરતકશરનો વખત આવે નહિ. નોકર વગેરેથી ચોરી થાય નહિ, કયા માલમાં નફો રહ્યો; અને તે કેટલો તેમજ કયા માલમાં ખોટ ગઈ, અને તે કેટલી, એ બધુ નામાથી માલમ પડે છે. માલ ચોરાયો હોય તો તે પણ માલમ પડે છે. દરરોજનું લેણુદેણુ અને ઉપજ ખર્ચ મોઢે રહી શકે નહિ, અને તે લાંબા વખતે ભૂલી જવાય માટે નામું રાખવુંજ જોઇએ, અને તે આપલે થતાંજ ઘણા વેપારીઓ લખી લે છે, પણ સંભારીને લખવા ઉપર મુલતવી રાખતા નથી. જેઓ એ કામમાં આળસ કરે છે, તેઓ પોતાના ધંધામાં ફાવી શકતા નથી, માટે નામું રાખવાની ખાસ જરૂર છે.

**૩. ચોપડા બાંધવાની રીત**—દરેક કાગળના બબ્બે કે ત્રણ ત્રણ પાનાં પાડીને દરેક પાનાં ઉપર છ, આઠ કે બાર સળ અવળા સવળી પાડે છે. અને મથાળે કે વચ્ચોવચ દોરાવતી બાંધે છે, કોઈ ચામડાનું, બ્રાઉનપેપર કે કપડાંનું પૂઠું રાખે છે, હમણાહમણા

અંગ્રેજી રિવાજ પ્રમાણે કેટલાક વેપારીઓ ડાયરીબુકો રાખે છે; પણ તે જલદી ફાટી તૂટી જવાનો સંભવ છે. માટે ઉપરના ચોપડા બાંધવાની રીતજ ઘણી સારી છે. કેટલાક મિતિવાળી છાપેલી ડાયરીઓ રાખે છે. તેમને કોઇ દિવસ આપલે ઓછીવત્તી થઇ હોય તો કોરી જગ્યા રહે છે અને વધારે આપલે હોય તો જગ્યા ઘટી પડે છે અને જો માળ ઉપરથી ફેંકે તો પાનાં પાનાં છૂટાં પડી જાય છે; વગેરે હરકતો પડે છે.

**૪. ચોપડાના સળ વિષે**—પોતાનું લખાણ નિયમિત રાખવા માટે દરેક પાનામાં છ, આઠ કે બાર સળ અવળાસવળી રાખે છે, પણ ઘણો પ્રચાર તો આઠ સળનો છે.

**૫. ચોપડો એટલે શું ?**—નામું લખવાના સળવાળા કાગળના બાંધેલા જથ્થાને ચોપડો કહે છે.

**૬. નામું લખતી વખતે**—યાદ રાખવાની બાબતો.

क–લેવું તો પ્રથમ લઈ પછી લખવું (જમા કરવું).

ख–આપવું તો પ્રથમ લખી (ઉધારી) પછી આપવું.

ग–રૂ. આવ્યા કે ગયા, આવ્યા હોય તો જમે કરવા અને ગયા હોય તો ઉધારવા.

घ–આવ્યા પણ નહિ અને ગયા પણ નહિ એમ હોય એટલે માલ હૂંડી, પહોંચ, ભરતિયું, રૂપિઆની કબૂલાત, કોઇ ચીજની અદલબદલ, વગેરે આવ્યું ગયું હોય તો જેટલા રૂ. જમા કરવા તેટલાજ રૂ. પાછા ઉધારવા, અને જેટલા રૂ. ઉધારવા તેટલાજ રૂ. પાછા જમે કરવા. આવી રકમોને જમાખર્ચી રકમ કહે છે.

च–આપણું ઘર કેવડું છે, તેમાં કઈકઈ સગવડો છે, તેમ નામાનું ઘર **ખાતાવહી** છે, ખાતાવહીમાં ખરચ ખાતાંઓ, માલ ખાતાંઓ મિલકત ખાતાંઓ, વેપારીઓનાં ખાતાંઓ, ઘરાકોનાં ખાતાંઓ, ગામના અને બહાર દેશાવરના, દલાલ, મુકાદમ મહેતાજીઓ, વગેરેનાં પરચૂરણ ખાતાંઓ, કયાંકયાં છે, તે યાદ રાખીને મેળ નોંધમાં લખવું, અને જે નવુંજ ખાતું હોય, તે રકમ નવે ખાતે

લખવી, પછી મેળ બંધ કરી એકચિત્તે ખતવવું. કોઈ રકમ ખતવવી રહેવી ન જોઇએ. એકને બદલે બીજાને ખાતે ખતવાય નહિ તેની સંભાળ રાખવી, જમા રકમ હોય તે ઉધાર તરફ ખાતામાં ખતવાય નહિ, નવી રકમ ખાતું પાડીને ખતવવી. વિગતખાતું, શ્રી મેળખાતું કે બાબતખાતું ખતવાય નહિ, પણ તેના પેટામાંની ખાતેવાર રકમો હોય તેજ ખતવવી. શ્રી પુરાંત અને શ્રી જણુસ બાકી એ રકમો કોઈ પણ ખાતે જમા ઉધાર નથી, માટે તે રકમો ખતવવામાં આવતી નથી.

છ–એક ખાતે વિગતવાર માલ, ભાવ રૂા. હસ્તે આવ્યા ગયા હોય, જુદીજુદી મિતિના હોય, તો તેનું પેટું પડે છે, અને પેટાંનો સરવાળો માથે ચઢે છે. (જુઓ આસો વદ ૩નો મેળ) પાનું ૩૩.

જ–કાચું બંધ કરી પાકું કરતી વખતે નામવાર ખાતેની રકમો પ્રથમ લખવી, પછી માલ ખાતેની અને છેવટે ખરચ ખાતેની રકમો લખવી. પરંતુ એ પ્રમાણે થોડાજ લખે છે. હિસાબ અને સરવાળા ફરીથી કરી સિલક કાઢવી; કે જેથી હિસાબમાં અને સરવાળામાં ભૂલ થઇ હોય તેમજ કોઇ રકમ લખવી રહી ગઇ હોય તો તે પકડાય છે.

ઝ–જેને નામે જમે કરીએ અગર ઉધારીએ તે વખતે તેની સાથે વાત કરતા હોય તેમ લખવું, એટલે તે બંધાય છે, અને આપણે છૂટા રહીએ છીએ.

ટ–અટકમાં શાહ અગર જે અટક હોય તેનો પહેલો અક્ષર, શાહમાં શા૰ બાબતમાં બા૰, હસ્તેમાં હા૰, રૂપિઆમાં રૂા૰, દરમાં દા૰, ખાંડીમાં ખાં૰, ગાલ્લીમાં ગા૰, હુંડ્રવેટમાં હું૰, તારીખમાં તા૰, વગેરે વગેરેમાં પહેલો અક્ષર અને મીડું કાઢવામાં આવે છે.

ઠ–જેજે ખાતે આંકડા ચઢે ત્યાં બેવડી લીટી; પછી બાબતમાં એકવડી લીટી; તેજ પ્રમાણે પેટાંની રકમોમાં પણ જ્યાં આંકડો ચઢયો હોય ત્યાં બેવડી લીટી અને બાબત હોય તો એકવડી લીટી દોરાય છે. પણ આ પુસ્તકમાં બેવડી લીટીને સ્થાને એક લીટી દોરી છે અને એક લીટીની જગ્યાએ લીટી મૂકીજ નથી.)

૬- જે સળની રકમોનો સરવાળો કરવો હોય તે સળ મૂકી એવડી લીટી દોરી સરવાળો કરવામાં આવે છે.

(જુઓ આસો વદ ૧ નો મેળ) પાનું ૨૫.

ઢ-જમાનો જ અને ઉધારનો ઉ મેળ દોરતી વખતે કાઢવામાં આવે છે.

ણ-નામને અટક, ખરચ અને માલ ખાતાં વગેરેને શ્રી લગાડવામાં આવે છે.

ન-દેશાવરવાળાની અને આપણી મિતિ અને રૂા. મળે તે ખાસ ધ્યાન રાખવું.

**૭. ચોપડાના સળનો ઉપયોગ**—ચોપડાના આઠ સળ હોય છે, જેમાં જમાના ચાર સળ અને ઉધારના ચાર સળ. તેમાં પહેલા સળમાં ખાતાંની રકમનો રૂા. નો આંકડો ભરવામાં આવે છે, અને ત્રણ સળમાં લખાણ લખવામાં આવે છે. પેટું પાડવું હોય તો બીજા સળમાં આંકડો અને બે સળમાં લખાણ લખવામાં આવે છે, અને પેટાંનું પેટું પાડવામાં આવે તો અરધા સળમાં આંકડો અને દોઢ સળમાં લખાણ લખવામાં આવે છે. જો છ સળનો ચોપડો હોય તો ત્રણ સળમાંથી અરધા સળમાં આંકડો અને અઢી સળમાં લખાણ લખવામાં આવે છે. એક રકમ માટે પેટું પાડવામાં આવતું નથી. (જુઓ આસો વદ ૩ ના મેળમાં) પાનું ૩૩.

**૮. નવું વર્ષ ગણવા વિષે**—ઘણાજ વેપારીઓ કારતક સુદ ૧ થી નવું વર્ષ ગણે છે, પણ કોઈકોઈ ચૈત્ર સુદ ૧, કોઈ કોઈ તા. ૧ લી જાનેવારીથી, ને પારસી મુસલમાન વગેરે લોકો પોતપોતાનાં બેસતાં વર્ષથી નવું વર્ષ ગણે છે. જેને જેવો રિવાજ. પણ ઘણો રિવાજ કારતક સુદ ૧ થી ગણવાનો છે.

**૯. ચોપડાનું પૂજન કરવા વિષે**—સૌ કોઈ પોતપોતાના ઈષ્ટ દેવનાં નામ લખી લાભ સવાઇ કાઢે છે, અને પછી કંકુ, ફૂલ, પાન, ચંદન, વગેરે ચઢાવી ધૂપ, દીપ, યજ્ઞ, વગેરે કરી ઇશ્વરની ઉપાસના કરે છે કે હે ઈશ્વર ! તું મારા વેપારમાં સહાય થઈ

મારી લક્ષ્મી સવાગણી કરજે. (જુઓ આસો વદ ૧ના મેળ ઉપર પૂજા કરેલી છે.) પાનું ૨૪.

**૧૦. મિતિ ભરવા વિષે**—વચ્ચોવચ શ્રી ૧, પહેલા બે સળમાં નિશાની અને પછી પહેલો સળ મૂકી લીટી દોરી તેમાં સાલ, મિતિ અને વાર, તારીખ, મહિનો, સન, ભરવું. (લખવું) પછી મેળ હોય તો ચાર સળમાં જમા અને ચાર સળમાં ઉધાર કરી લખવું; પછી જમાનો પહેલો સળ મૂકી ત્રણ સળમાં બેવડી લીટીઓ દોરવી, અને એજ પ્રમાણે ઉધારનો પહેલો સળ મૂકી ત્રણ સળમાં બેવડી લીટીઓ દોરવી. અને પછી ગયા દિવસની સિલક હોય તેને **શ્રી પુરાંત** કરી લખવું. (જુઓ પાનુ ૬૦.) અને નોંધમાં ઉપર પ્રમાણે મિતિ ભરી ઉધાર નોંધમાં 'ઉ' કરી પહેલો સળ મૂકી સાત સળમાં બેવડી લીટીઓ દોરવી અને જમા નોંધમાં **જ** કરી સાત સળમાં બેવડી લીટીઓ દોરવી. અને પછી બીજા સળમાં તારીજ (તારણ) ઉધાર નોંધ હોય તો જમે કરવું અને જમાનોંધ હોય તો ઉધાર કરવું. (જુઓ આસો વદ ૧૧ નો મેળ અને નોંધ.) પાનું ૬૦ થી ૬૪.

**૧૧. સિલક કાઢવા વિષે**—જમા ઉધારના સરવાળા કરી બીજા કાગળમાં જમામાંથી ઉધારનો સરવાળો બાદ કરતાં જે રહે તે આંકડો કોથળી સાથે મેળવી જોવો અને મળી રહેતો ઉધાર બાજુએ પહેલા સળમાં લખી ત્રણ સળમાં બેવડી લીટી દોરી **શ્રી જણસ બાકી** કરી લખવું. પેટાંમાં રોકડા, નોટ, ઉપલક વગેરે વિગત જણાવવી. પછી ઉધારનો પાછો સરવાળો કરવો. એ પ્રમાણે સિલક કાઢી મેળ બંધ થયો કહેવાશે. (જુઓ આસો વદ ૧ નો મેળ.)પાનું ૨૫.

## ચોપડા વિષે

**૧૨. નોકર, મજૂર વગેરેને**—વધુ લેવડદેવડ હોતી નથી એટલે એ લોકો આવક, ખર્ચનું એકજ બેઠું ખાતું રાખે છે. જો ઉધાર આપલે કરતા હોય તો તેઓનાં વધારાનાં બેઠાં ખાતાં

રાખે છે. અને તેમાંજ જમા ઉધાર મિતિવાર લખ્યા જાય છે. અને જો વધારે આપલે થતી હોય તો બેઠો મેળ અને ખાતાવહી રાખે છે.

**૧૩. આવક ખર્ચનું બેઠું ખાતું**—એટલે રોકડા રૂા. આવે તે મિતિવાર જમા કરવા અને ખર્ચ થાય તે મિતિવાર ઉધારવા. (જુઓ નમૂનો નંબર ૧.) પાનું ૧૧૦.

**૧૪. વધારાના ખાતા વિષે**—આવક ખર્ચના બેઠાં ખાતાંમાંથી એક ખાતેની રકમ તપાસ કરી કાઢતાં વાર લાગે અગર ભૂલથી આસામીવાર કોઇ રકમ રહી જાય માટે વધારાનાં બેઠાં ખાતાં [માણસોના લેણદેણનાં] રાખે છે. તેમાં પણ મિતિવાર જમા ઉધાર લખ્યા જાય છે. (જુઓ નમૂનો નંબર ૨) પાનું ૧૧૧.

**૧૫. બેઠો મેળ**—એટલે આઠ દિવસ, પંદર દિવસ કે મહિના સુધીનો મેળ રાખી તેમાં રકમ, મિતિ અને ખાતાંવાર જમા ઉધાર બાબત સાથે લખ્યા જવું અને સિલક કાઢવી તે (જુઓ નમૂનો નંબર ૩) પાનું ૧૧૧-૧૧૨.

**૧૬. ખાતાવહી**—એટલે ખાતાંવાર ખતવેલો ચોપડો, જેમાં રકમ, મેળ પાનું અને મિતિ લખે છે, પણ જરૂરી ખાતાંઓમાં મુખ્ય બાબત લખે છે. (જુઓ નમૂનો નંબર ૪) પાનું ૧૧૩.

**૧૭. નાના વેપારીઓ**—જેવા કે પરચૂરણ અનાજ, કાપડ, વગેરે વેચનાર તેમજ કટલરી, દવા, ફ્રુટ, મશીનરી સામાન, તરકારી, પાનબીડી, મીઠાઈ, લોઢાંવાળા, વીશીવાળા, હોટલવાળા વગેરે દુકાનદારો બેઠોમેળ, કાચો રોજમેળ, પાકો રોજમેળ, રોકડમેળ, કાચીપાકી નોંધ, (નોંધ બે હોય છે.) (૧) જમે નોંધ (૨. ઉધાર નોંધ.) બીલબુક બે, ઉધાર અને રોકડ. જાંગડબુક, ખાતાવહી, ઉઘરાણીબુક, વગેરે ચોપડાઓ. જેને જેવો વહીવટ [કામકાજ] તે પ્રમાણે રાખે છે.

**૧૮. કાચો રોજમેળ**—એટલે રોજેરોજની ઉધાર અને રોકડ લેવડદેવડનું ટાંચણ કે ટિપ્પણ કરવું તે. (જુઓ નમૂનો નંબર ૫) પાનું ૧૧૪.

**૧૯. પાકો રોજમેળ**—એટલે રોજેરોજનું ટાંચણ કે ટિપ્પણ ઉપરથી સારા અક્ષરે એક ખાતે બે વાર જમા હોય, અગર એક ખાતે બે વખત ઉધાર હોય તો તે એક કરી લખવું, વિગત અધૂરી હોય તો તે પૂરેપૂરી લખવી. (ગામનું નામ, હસ્તે ખરી મિતિ) વગેરે જે લખવું રહ્યું હોય તે પૂરેપૂરૂં લખવું. (જુઓ નમૂનો નંબર ૬) પાનું ૧૧૫.

**૨૦. રોકડ મેળ**—રોજરોજની રોકડી રકમો કે રોકડ જેવી જમાખર્ચી રકમોનું નામું માંડવાનો ચોપડો.

(જુઓ આસો વદ ૧૧ નો મેળ) પાનું ૯૦.

**૨૧. બીલ બુક**—ઉધાર અથવા રોકડેથી માલ આપીએ તો તેનો સામા માણસને આંકડો કરી આપવો તે. બીલબુક માલ ધણી પોતે પોતાના નામની છપાવી રાખે છે. (જુઓ નમૂનો નંબર ૭.) તે આંકડાને અંગ્રેજીમાં બીલ કહે છે. અને કેટલાક ભરતિયું પણ કહે છે. પાનું ૧૧૭-૧૧૮.

**૨૨. નોંધ**—ઉધાર માલ આપીએ, અને લાવીએ તેનું જમાખર્ચ નાંખવાનો ચોપડો.

**૨૩. ઉધાર નોંધ**—આપણે સવારથી સાંજ સુધીમાં જેને જેને માલ ઉધાર આપ્યો હોય તેનું જમાખર્ચ નાંખવાનો ચોપડો (જુઓ. આસો વદ ૧૦ ની નોંધ) પાનું ૯૩.

**ઓર્ડરથી** દેશાવર માલ મોકલ્યાનું ભરતિયું અને તે ભરતિયાનું જમાખર્ચ મહેતાજી ભાગ બીજામાં જુઓ. આપણે આપણા હિસાબે માલ વેચવા સારૂ દેશાવર આપણા આડતીયા ઉપર મોકલ્યો હોય તો તેનું ભરતિયું થતું નથી પણ માલ મોકલ્યાની રસીદ સાથે કાગળ લખી જણાવવામાં આવે છે. તેનું જમાખર્ચ નંખાય છે. તો તે જુઓ નામાનો મહેતાજી ભાગ બીજો. આપણા ઉપર દેશાવરથી આપણો આડતીયો પોતાના હિસાબે માલ વેચવા સારૂ મોકલી આપે છે અને રસીદ બીડી મોકલે છે તથા આપણને તે કાગળ લખી જણાવે છે. તેનું નામું માલ

વેચવાનું અને તે માલ વેચતાં થએલા ખર્ચનું નામું તથા તે માલ વેચાઈ રહે તેનો વેચાણ ખર્ચનો આંકડો કરી મોકલી આપવામાં આવે છે. તેનું જમાખર્ચ જુઓ મહેતાજી ભાગ ૨ જો. આપણે આપણા હિસાબે આપણા આડતીયા ઉપર દેશાવર માલ વેચવા મોકલીએ તે માલ વેચાણ અને ખર્ચનો આંકડો બીડી મોકલે તે વેચાણ ખર્ચનો આંકડો અને તેનું જમાખર્ચ જુઓ મહેતાજી ભાગ બીજો.

**૨૪. જમા નોંધ**—સવારથી સાંજ સુધીમાં જેનેજેને ત્યાંથી માલ લાવ્યા હોઇએ તેનું જમાખર્ચ નાંખવાનો ચોપડો. (જુઓ આસો વદ ૧૦ ની નોંધ) પાનું ૬૪.

આપણે આપણા આડતીયા પાસે આપણા હિસાબે દેશાવરથી માલ મંગાવીએ તો તેનું ભરતિયું દેશાવરથી આવે તે જુઓ નમૂનો નંબર ૧૭ અને જમાખર્ચ તે આવેલાં ભરતિયાંનું મેળથી સાલ ૧૯૯૬ ના આસો વદ ૭ મે માંડેલું છે. અને નોંધથી નામાનો મહેતાજી ભાગ બીજો જુઓ.

**૨૫. કાચી ઉધાર નોંધ**—ઉધાર બીલબુક એજ કાચી ઉધાર નોંધ છે. હવે બીલબુક ઉપરથી કાચીનોંધ કરવાનો રિવાજ બંધ થયો છે, પણ કોઇ કોઇ હજુ કરે છે. હવે કેટલાક તો ઉધાર બીલબુક ઉપરથીજ પાકી ખાતાવહીમાં ખતવતા થઈ ગયા છે. તેથી ખર્ચ અને વખતનો બચાવ થાય છે પણ ભૂલ થવા સંભવ રહે છે. એટલે મોટામોટા વેપારીઓજ રાખે છે.

**૨૬. પાકી ઉધાર નોંધ**—ઉધાર બીલબુક ઉપરથી અથવા કાચીનોંધ ઉપરથી જે સારા અક્ષરે નોંધ કરવામાં આવે છે. દિવસમાં એકજ જણાને ખાતે બે વાર હોય તેને એક કરી લખે છે તે.

**૨૭. કાચી જમે નોંધ**—આવેલાં બીલ અથવા ભરતિયાં ઉપરથી જે નોંધ કરવામાં આવે છે તે કાચીનોંધ કોઈક રાખે છે, અને કેટલાક રાખતા નથી.

૨૮. **પાકી જમેનોંધ**—આવેલાં બીલ અથવા ભરતિયાં અથવા કાચીનોંધ ઉપરથી જે સારા અક્ષરે નોંધ કરવામાં આવે છે તે.

૨૯. **જાંગડ બુક**—કિંમત ઠેરવી માલ જોઇએ તેટલો વેચવા અગર વાપરવા વાયદે લઈજાય તેમાંથી પસંદ પડે તેટલો વેચવા રાખે, વેચાય તેટલો વેચે, અને બાકી માલ પાછો આપી જાય તે લખવાના ચોપડાને જાંગડબુક કહે છે, અને ત્યાર પછી મેળ અથવા નોંધમાં લઈજાય છે, અથવા તેના ઉપરથી ખાતાવહીમાં ખતવે છે. (જુઓ નમૂનો નંબર ૮) પાનું ૧૧૯.

૩૦. **ઉઘરાણી બુક**—જેનેજેને ઉધાર માલ આપ્યો હોય તેઓનાં ખાતાં પાડી ખાતાંની અંદર આંકડો મિતિ અને જરૂરી બાબત સાથે નોંધ અને મેળ ઉપરથી ખતવાએલો ચોપડો. (જુઓ નમૂનો નંબર ૯) પાનું ૧૨૦.

## વ્યાજ વિષે.

૩૧. **વ્યાજ**—રૂ. આપવા લેવામાં જે સેંકડે અને મહિને કે વરસે વધારો આપવા લેવાનો ઠરાવ કરવામાં આવે છે તેને **વ્યાજ** કહે છે.

૩૨. **વ્યાજવહી**—ખાતાવહી ઉપરથી જેજે વ્યાજુ ખાતાંઓ હોય તેઓનું વ્યાજ ગણી રાખવાના ચોપડાને **વ્યાજવહી** કહે છે. (જુઓ નમૂનો નંબર ૧૦-૧૧) પાનું ૧૨૨-૧૨૩.

૩૩. **વ્યાજનું ખોખું બનાવવાની રીત**—પ્રથમ ચોપડાનું પાનું અને પછી અધવચમાં શ્રી૧ા લખી પ્રથમ સળમાં નિશાની લખવી, અને તે સળ મૂકી નીચેના બીજા સળથી સળંગ (આખી) લીટી દોરવી, અને તેમાં જેનું વ્યાજ ગણવું હોય તેની અટક, નામ, ગામ, ખાતું, પાનું, વગેરે લખી જે સાલનું વ્યાજ ગણવું હોય તે સાલ લખવી; પછી જમા ઉધાર કરી પ્રથમ જમાનો અને પ્રથમ ઉધારનો સળ કોરો રાખી પછી રૂ. નો આંકડો મિતિ લખી જે રીતથી વ્યાજ ગણવું હોય તે રીતે માસ દિવસ કાઢી સર ગણવા. (જુઓ નમૂનો નંબર ૧૦-૧૧) પાનું ૧૨૨-૧૨૩.

**૩૪. તારીજ કાઢવા વિષે**—તારીજ એટલે ઉપર ગણેલા વ્યાજનું છેવટનું શું તત્વ રહ્યું તે. (જુઓ નમૂનો નંબર ૧૦–૧૧) પાનું ૧૨૨–૧૨૩.

**૩૫. મુદ્દત કાઢવા વિષે**—મુદ્દત કાઢવી એટલે જે રૂા. ના માસ દિવસ કાઢવા હોય તે. રૂા. ની મિતિથી જ્યાંસુધીના રૂા. નું વ્યાજ ગણવું હોય, તે મિતિ સુધીના માસ દિવસ ગણી કાઢવા. તેમાં પેટાં ફોડ રીતે પહેલો દિવસ ગણે તો છેલ્લો દિવસ ગણવો નહિ. પણ બાકી લેણા અગર દેવા હોય તેમાં પહેલો અને છેલ્લો બેઉ દિવસ ગણાય છે. (જુઓ નમૂનો નંબર ૧૧) પાનું ૧૨૩.

**૩૬. સર કાઢવાની રીત**—રૂા. આનાને મહિનાએ ગુણવાથી જે આવે તે સર (દોકડા) બદામ આવે; અથવા રૂા. અને આનાને દિવસે ગુણી ૩૦ એ ભાગવાથી જે ભાગાકાર આવે તે દોકડા બદામ આવે.

**૩૭. વ્યાજ કાઢવાની રીત**—જે નક્કી સર બાકી લેણા અગર દેવા આવ્યા હોય તેને ટકાની તેરીખે ગુણવાથી જે આવે તે દોકડા થાય, અને આનાની તેરીખે ગુણવાથી જે આવે તે બદામ થાય.

**૩૮. ટકા વ્યાજ અને તેરીખ વ્યાજ**—ટકા વ્યાજ કહ્યું હોય તો વરસ એકનું વ્યાજ જાણવું, અને તેરીખ વ્યાજ કહ્યું હોય તો મહિના એકનું વ્યાજ જાણવું.

**૩૯. સાદું વ્યાજની રીત**—અસલની રીત. જમાની અને ઉધારની બંને બાજુની રકમના માસ દિવસ ગણી સર કાઢી વ્યાજ ગણવામાં આવે છે. (જુઓ નમૂનો નંબર ૧૦) પાનું ૧૨૨

**૪૦. કાપતાં વ્યાજની રીત**—હાલની સુધરેલી રીત મોટી રકમમાં નાની રકમ પેટાં પાડી સમાવવી, અને જે તરફ મુદ્દત આવતી હોય તે કાઢી સર ગણી વ્યાજ કાઢવામાં આવે તે. (જુઓ નમૂનો નંબર ૧૧) પાનું ૧૨૩.

**૪૧. પેટાં ફોડવાની રીત**—પ્રથમ એક રકમ જમાની પહેલો સળ સરનો મૂકી લખવી. અને એક રકમ ઉધારની પહેલો સળ સરનો મૂકી લખવી. એ બે રકમમાં નાની જમાની રકમ ઉધારની મોટી રકમમાં સમાઇ ગઈ. હવે જમે બાજુ બીજી રકમ લખી. તે પણ ઉધારની મોટી રકમમાં સમાઈ ગઈ. હવે જમાની ત્રીજી રકમ જમા બાજુ લખી. તે પણ ઉધારની મોટી રકમમાં સમાઇ ગઈ. હવે જમાની ચોથી રકમ અને ઉધારની બીજી રકમ લખી તો જમાની મોટી રકમમાં ઉધારની નાની રકમ સમાઇ ગઈ. હવે ઉધાર તરફ ત્રીજી રકમ લીધી. તે જમાની રકમમાં સમાતી નથી માટે જમાની રકમમાં જોઇતા રૂા. ૩૦) લીધા તે ઉધારની રકમમાંથી લીધા, હવે પાંચમી રકમ જમેની લખી તે ઉધારની રકમમાં સમાઈ ગઈ. હવે જમાની છઠ્ઠી રકમ લીધી તે ઉધારની ત્રીજી રકમમાં સમાતી નથી માટે ઉધારની ત્રીજી રકમમાં ઘટતા રૂા. ૧૫) જમાની છઠ્ઠી રકમમાંથી લીધા. એ પ્રમાણે ખાતાંમાં જેટલી રકમ હોય તે તમામ રકમોનું કરતા જવું (જુઓ નમૂનો નંબર ૧૧) પાનું ૧૨૩.

**૪૨. વારોવાર વ્યાજ**—એટલે વાર પ્રમાણે વાર મેળવી માસ દિવસ ગણવા. (જુઓ નમૂનો નંબર ૨૦) પાને ૧૩૪. ખા. પા. ૧૨૧.

**૪૩. વારોવાર મેળવવાની રીત**—સાદી રીતે અગર કાપતી રીતે જે પ્રમાણે વ્યાજનું ખોખું કર્યું હોય, તે પ્રમાણે માસ દિવસ કાઢી દર મહિને ના દિવસ પ્રમાણે કાપવો. (બાદ કરવો) પણ યાદ રાખવું કે ના દિવસનું વ્યાજ ગણવામાં આવતું નથી એટલે આખા દિવસજ કપાય છે. માટે એક માસની અંદર કંઈ કપાય નહિ, ત્રણની અંદર હોય તો એક, પાંચની અંદર બે, સાતની અંદર ત્રણ, નવની અંદર ચાર, અગીઆરની અંદર પાંચ અને તેરની અંદર છ દિવસ કપાય છે. એ પ્રમાણે કાપવાથી

બરાબર આવી રહે છે, પણ કોઈ વખતે એક દિવસ વધે છે. કે કોઇ વખતે એક દિવસ ઘટે છે. તો તે મેળવવા સારૂ ૦॥ દિવસ પ્રમાણે કાપતાં રહેલા માસ દિવસમાં મહિનાને બેએ ગુણવા, એટલે કે મહિને બે દિવસ પ્રમાણે ચઢાવી જે દિવસ હોય તે દિવસ ઉમેરવા. જે આવે તેને સાતે એટલે સતવારીએ ભાગવાથી ભાગતાં જે શેષ રહે. તેની સાથે જ્યાંથી એટલે કે જે વારથી વ્યાજ ગણવું હોય. તે વારથી જ્યાં સુધી ગણવાનું હોય, તે વાર સુધી મેળવતાં જો બરાબર આવી રહે તો જાણવું કે બરાબર છે; અને કદાચ જો એક દિવસ વધે તો એક દિવસ ઓછો કરવો. અને કદાચ જો એક દિવસ ઘટે તો એક વધારવો. કાપતી રીતે ગણવામાં પહેલો દિવસ ગણીએ તો છેલ્લો દિવસ ગણતા નથી પણ બાકી લેણા અગર દેવામાં પહેલો અને છેલ્લો બેઉ દિવસ ગણાય છે. તેમજ વારોવારનો તાળો શેષ રહેલા સાથે મેળવાય છે.

જેમકે સાલ ૧૯૯૬ના કારતક સુદ ૧ ને વાર રવેઉથી સાલ ૧૯૯૬ ના બાકી લેણા અગર દેવા આસો વદ ૦)) ને વાર બુધ રૂા. ૧૫૦)

મા. દિ.
૧૨–૦ રહ્યા
૦———
મા. દિ.
૦–૬ વારોવારના ૦॥ દીવસ પ્રમાણે બાદ કર્યા.
———

૧૧॥૯ નક્કી પણ તે બરાબર છે કે કેમ. તેનો નીચે મુજબનો
×૨ તાળો મેળવી મુકવા.
———
૨૩
+૯
———
૭) ૩૨ (૪
૨૮
———
૪ શેષ સાથે રવી, સોમ, ભોમ, બુધ, તો મા. ૧૧॥ દિ. ૯ બરાબર છે. જવાબ.

**નિયમઃ**—એક દિવસથી વધુ ઘટેવધે નહિ અને જો ઉપર પ્રમાણે તાળો મેળવી જોતાં જો બે દિવસ વધે અગર ઘટે તો જાણવું કે વાર લખવામાં ભૂલ થઇ છે. તે પંચાંગમાં તપાસવું.

## વારોવાર મેળવવાની રીત બીજી

આ વ્યાજ કાઢવાની રીત કાપતા વ્યાજના જેવીજ છે. ફેર માત્ર મુદ્દત ગણવાની રીતમાં તે નીચે મુજબ.

વાર પ્રમાણે ગણવાની એક રીત પ્રથમ તિથિ પ્રમાણે માસ ગણી નકકી કરવા. તેમાંથી દર મહિને ૦॥ દિવસ પ્રમાણે ગણતાં જેટલા દિવસ આવે તેટલા દિવસ આવેલી મુદ્દતમાંથી બાદ કરવા. બાકી જેટલી મુદ્દત રહે તેટલી વાર પ્રમાણે ગણતાં આવવી જોઇએ એમ અડસટ્ટો જાણવો. એ નકકી કરવા માટે અડસટ્ટે રહેલી મુદ્દતમાં જેટલા માસ હોય તેનાં પખવાડિયાં કરવા. એ પખવાડિયાં જેટલા દિવસ પહેલી તિથિના વારથી તે વારને મૂકીને ગણવા. છેલ્લો વાર આવે તે દિવસે છેલ્લું પખવાડિયું પૂરૂં થયું એમ સમજવું. પછી તેની જોડેના વારથી છેલ્લી તિથિના વાર સુધી વાર ગણવા. તેમાં છેલ્લો વાર ગણવો. તે એટલે સુધી કે મહિના ઉપર દિવસનો અડસટ્ટો નકકી કર્યો છે તેની લગભગ આવી રહે. ઉદાહરણ–ધારો કે પોષ સુદી ૭ ને વાર શનિથી આવતા પોષ સુદી ૬ ને બુધવાર સુધી વાર પ્રમાણે મુદ્દત ગણવી છે. તો પ્રથમ તિથિ પ્રમાણે ગણતાં ૧૨ માસ થયા. તેનાથી અરધા દિવસ પ્રમાણે ૬ દિવસ જતાં માસ ૧૧॥–૯ દિવસનો અડસટ્ટો આવ્યો હવે ૧૧॥ માસના પખવાડિયાં ૨૩ થયાં તેટલા દિવસમાં પહેલી તિથિનો શનિવાર છે ત્યાંથી મૂકીને ગણતાં છેલ્લે સોમવાર આવ્યો એટલે ૨૩ મું પખવાડિયું સોમવારે પૂરૂં થયું પછી સોમવારથી છેલ્લી તિથિના બુધવાર સુધી ગણતાં બે દિવસ આવ્યા પણ લગભગ ૯ દિવસ આવવા જોઇએ માટે બે દિવસવાળો બુધવાર નહિ પણ તેની પછીનો બુધવાર હોવો જોઇએ. માટે એક અઠવાડિયું તેથી ૨+૭=૯

દિવસ થયાં તે ઉપરના દિવસ સાથે મળી રહે છે. ત્યારે આવી રીતે ગણુતાં ૬-૭ કે ૮ દિવસનો ફેર રહે ત્યારે ૭ દિવસ ઉમેરી લેવા.

**૪૪. સૂડ (સળંગ)**—વ્યાજનું વ્યાજ નહિ ગણવું તે. અમુક રૂા. બે, ત્રણ, ચાર, કે પાંચ, વગેરે વરસ રહે તેનું સામટું વ્યાજ ગણુાવું તે. (વ્યાજનુું વ્યાજ નહિ ગણાવું તે.) (જુઓ નંબર ૨૧.) પાનું ૧૩૭. બા. પા. (૧૩૬.)

**૪૫. સૂડ વ્યાજ ગણુવાની રીત**—અમુક રૂા. જેટલા વરસ, માસ, અને દિવસ રહે. તેને વરસે ગુણુવાથી જે આવે તે સર (દોકડા) અને રૂા. ને માસે ગુણી ૧૨ એ ભાગવાથી જે આવે તે સર વરસના આવેલા સરમાં ઉમેરવા. હવે રૂા. અને દિવસનો ગુણાકાર કરી ૩૦ અને ૧૨ એ ભાગવા જે આવે તે સર વરસના આવેલા સરમાં ઉમેરી દેવા. પછી કુલ જેટલા સર થયા હોય તે સરને વરસના ટકાએ ગુણુવાથી જે આવે તે સર (દોકડા) ના રૂા. કરવા. જેમકે, રૂા. ૩૦૦) સાલ ૧૯૯૩ના કારતક સુદ ૭ મે આપેલા છે. તો સાલ ૧૯૯૭ના ભાદરવા સુદ ૧૪ સુધીનું વરસ એકના ટકા ૯ લેખે શું વ્યાજ થાય.

| રૂા. | વરસ | માસ | દિવસ | અને ટકા |
|---|---|---|---|---|
| ૩૦૦ | ૪ | ૧૦ | ૭ | ૯ |

×૪
૧૨૦૦)
૨૫૦)
૫ાા⁻।
૧૪૫ાા⁻।
×૯
૧૩૦૯૫
૬ાા
૦ાા≡।
૧૩૧૦૨ા≡। સરના રૂા. ૧૩૧)૦ાા જવાબ.

$\frac{300\times10}{12}=250.$

$\frac{300\times7}{12\times30}=$ ૫ાા⁻।

ટીપઃ-કેટલાક ત્રિરાશી રીતે પણ ગણે છે, અને અંકગણિતવાળાઓ એને સાદું વ્યાજ કહે છે. પણ વેપારી લાઇનિવાળાઓ એને સૂડ એટલે સળંગ કહે છે. અને વ્યાજનું વ્યાજ ગણે છે. તેને અંકગણિતવાળા ચક્રવૃદ્ધિ વ્યાજ કહે છે. તેને વેપારીઓ કાપતું કે પેટાં ફોડ વ્યાજ કહે છે.

**૪૬. વરસ બાકી વ્યાજ**—એટલે જે મિતિથી લેણદેણ (આપલે) શરૂ થઇ હોય તેની એક વરસની મિતિની બાકી કાઢી ગણવું તે. (જુઓ નમૂનો નંબર ૨૨.) ખા. પા. ૧૩૬ વ્યાજ પાને ૧૩૮-૧૩૯.

**૪૭ તારીખવાર વ્યાજ**—એટલે તારીખ પ્રમાણે વરસ શરૂ થાય છે, અને વરસ પૂરૂં થાય ત્યાં સુધીની બાકી કાઢવી તે. (જુઓ નમૂનો નંબર ૨૩.) ખાતું પાને ૧૪૦. વ્યાજ પાને ૧૪૧, તારીખના દિવસ કાઢવા માટે ચાર, છ, નવ, અગીઆરમાં તેના તો દિન ત્રીશ અવરે એકત્રીશ છે, બીજે અઠ્ઠાવીશ. ચલ્લુ ચોથા વરસનો બીજે જે ઓલાય, તે તો ઓગણત્રીશનો ગણતાં એમ ગણાય પણ સૈકાના વરસમાં શૂન્ય વીણ ચારે નવ ભગાય, તે તો અઠ્ઠાવીશનો ગણતાં એમ ગણાય. (ભગાય ચારે તો ઓગણત્રીશ.)

૪) ૧૯,૦૦ (૪૦ શેષ ૩. રહ્યા અઠ્ઠાવીશો.
   ૧૬
   ——
   ૦૩

# વ્યાજુ ધંધાવાળાઓ.

**૪૮ વ્યાજુ ધંધાવાળાઓ ચોપડા રાખે છે તે**—એઠો મેળ અથવા રોજમેળ, કાચો પાકોમેળ, ખાતાવહી, ઉઘરાણીબુક હૂંડીવહી, વ્યાજવહી, સામાદસ્કત, વગેરે ચોપડા રાખે છે.

**૪૯. સામાદસ્કતની ખાતાવહી**—જેનેજેને વ્યાજે રૂા. આપીએ તેમની પાસે ખાતું પડાવી લઇ એક આનાની ટિકિટ ઉપર સહી કરાવી લેવાનો ચોપડો. (જુઓ નમૂનો નંબર ૧૨.) પાનું ૧૨૪.

**૫૦. પ્રોમીસરી નોટ**—એટલે રૂ૦ લેનાર વચન આપે છે કે, તમો જ્યારે માંગો ત્યારે, જ્યાં માંગો ત્યાં અમુક વ્યાજના દરે અમારી જાતથી, હમારી માલમીલકતથી વ્યાજ સાથે પુરેપુરા રૂ. આપવા બંધાઇએ છીએ. (જુઓ નમૂનો નં. ૨૪) પાનું ૧૪૩.

**૫૧. ચેક**—એટલે હૂંડી અથવા ચીઠ્ઠી લખી આપવી તે. (જુઓ નમૂનો નંબર ૨૫) પાનું ૧૪૪.

**૫૨. ચીઠ્ઠી**—એટલે રૂ. આપવા અપાવવા લખવું તે. (જુઓ નમૂનો નંબર ૨૬ अ, ब, क.) પાનું :૧૪૫.

## હૂંડી વિષે.

**૫૩. હૂંડી**—એટલે વેપારીઓમાં ચાલતી નોટ, જેને અંગ્રેજીમાં ચેક કહે છે, તે કોરા કાગળ ઉપર લખાય છે. કોરો કાગળ છ કે સાત આંગળ પહોળો અને વેંત લાંબો હોય છે. અને તેથી ઓછોવત્તો પણ હોય છે. કેટલાક તેને છપાવી રાખે છે, પણ છપાવનાર રૂ. રાખ્યાવાળાનું નામ, મુદત, મિતિ વગેરે જેજે લખવાનું હોય તે જગ્યા કોરી રાખી છપાવી રાખે છે.

**૫૪. હૂંડી લખવાના નિયમો.**

क. ચાર આંગળ મથાળું કોરૂં રાખવું, પછી વચ્ચોવચ શ્રી ૧।, ડાબી બાજુએ નિશાની, અને જમણી બાજુએ નંબર લખવો.

ख. એક સગ જેટલી જગ્યા કોરી રાખવી; પછી સ્વસ્તિ શ્રી વગેરે શુભસૂચક શબ્દ લખવો.

ग. હૂંડી જ્યાં લખવી હોય તે ગામનું નામ.

घ. જેના ઉપર હૂંડી લખવી હોય તેની અટક અને નામ પૂરેપૂરૂં લખવું.

च. હૂંડી જેણે જે ગામથી લખવી હોય તેણે જોગ શ્રી અમૂક ગામથી ફલાણા એટલે લખનારે પોતાની અટક અને નામ પૂરેપૂરૂં લખવું, અને પછી સામાવાળાને જે લખવું હોય તે, જેગોપાળ, જુહાર; સલામ, વગેરે. યોગ્યતા પ્રમાણે વાંચશો એમ લખવું.

છ. જત અત્રેથી રાખ્યા, એટલે રૂા. આપી હુંડી લેનારની અટક અને નામ પૂરેપૂરૂં લખવું. અગર શાહજોગ પાસેથી પણ લખાય છે.

જ. રૂા. નો આંકડો અને પછી અંકે લીધા તે.

ઝ. શાહ વેપારી જોગ અગર જેને નાણાં અપાવવાં હોય તેની અટક અને નામ.

ટ. નાણાં આપવાની મુદ્દત.

ઠ. નાણાં હુંડીની રીતનાં, અથ, ઠામ, ઠેકાણું; ચોકકસ કરી આપજો એમ લખવું.

ડ. નિશાની એજે કાગળ મધ્યે લખીશું અથવા અમારે ખાતે ઉધારી આપશો લખે છે.

ણ. હુંડી લખી તે મિતિ વાર, તારીખ, દસ્કત, વગેરે લખવું પછી એવડી લીટી દોરી વધેલો કાગળ ફાડી નાંખવો.

ત. હુંડી લખી તેની બીજી બાજુએ ચોકઠાંમાં રૂા. નો આંકડો અને પછી બમણા કે ચોગણા કરી આપવા લખવું.

થ. છેવટે જેના પર હુંડી લખી હોય તેનું પૂરેપૂરૂં સરનામું લખાય છે.

### ૫૫. હૂંડી.

૧૦૦૦૭૪॥ શ્રી ૧

નંબર. ૭૧.

સ્વસ્તિશ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને પૂજ્ય શ્રીપાંચ દેસાઈ પરાગજી સુરભાઇની કું૦ જોગ, શ્રી વલસાડ ભાગડા બંદરેથી લિ૰ મોદી દુલ્લભદાસ ગોપાળજીના નમસ્કાર વાંચશો. જત અત્રેથી રાખ્યા દેસાઈ નાનાભાઈ હરિભાઇ પાસેથી રૂા. ૧૨૦૦) અંકે એક હજાર બસો લીધા; તે શાહ વેપારીજોગ, મુદ્દત તરત, નાણાં હુંડીની રીતના, અથ ઠામ ઠેકાણું ચોક્કસ કરી આપજો. નિશાની એજે કાગળ મધ્યે લખીશું. એજ કામકાજ. સાલ ૧૯૭૫ ના ભાદરવા સુદ ૧૧ ને વાર શનિ તા. ૬-૯-૧૯૧૯ દા. પોતે.




રૂપીઆ છસોથી બમણા પુરા કરી આપજો.

શ્રી પાંચ દેસાઇ પરાગજી સુરભાઈ કુાં૦

ઠે. પાયધુની. મુ૦ મુંબઇ

**૫૬. હુંડીની બીજી પૂરેપૂરી માહિતી**—દરેકેદરેક જાતની હુંડી કોને કહેવી અને ઉધાર તથા રોકડી હુંડીનું નામું કેમ માંડવું તે સવાલજવાબ સહિત. હુંડીવહી, હુંડીનોંધ કોને કહેવી તથા કોણકોણ કયાંના રાખે. નાણું ભરવાનો રિવાજ. પેંઠ, પરપેંઠ, હુંડીનું ખોખું થાય ત્યાં સુધીમાં તે ઉપર શુંશું લખાય વગેરે માટે જુઓ પાનું ૧૪૬ થી ૧૬૨.

**૫૭. પહોંચ**—એટલે રૂ૦ ભરે તેની રસીદ (પાવતી) આપવી. (જુઓ નમૂનો નંબર ૧૯) પાનું ૧૩૩.

**૫૮. લોન**—સરકાર, કે અર્ધસરકાર પ્રજા હસ્તકના ખાતાં મ્યુનિસિપાલિટી વગેરેને વ્યાજે ધીરવા તે બદલ સરકાર કે અર્ધસરકાર લખી આપે છે તે.

**૫૯. શેર**—કોઈપણ લિમિટેડ કું. કે વેપારમાં ભાગીદાર થવું અને રૂ૦ આપવા તે બદલ તેમના તરફથી જે લખી આપવામાં આવે છે તે.

**૬૦. ડીબેન્ચર**—અમુક મુદ્દતે રૂા. આપવા બંધાય તે બદલ જે લખી આપવામાં આવે છે તે.

લોન, શેર, ચેક, ડીબેન્ચર, વગેરેની બેંક તથા પોસ્ટ વગેરેની વધુ સમજ પાને. ૧૬૩-૧૬૪.

## સરવાયાંબુક વિષે.

**૬૧. સરવાયાંબુક**—જેમાં મહિને, ત્રણ મહિને, છ મહિને, કે વરસ આખરે દરેક ખાતાંઓની બાકી પાકી ખાતાવહી ઉપરથી ઉતારી લઈ સિલક કાઢવામાં આવે છે, તેને સરવાયાંબુક કહે છે. સરવાયાં બે જાતનાં હોય છે, (૧) કાચું સરવાયું. (૨) પાકું સરવાયું.

**૬૨. કાચું સરવાયું**—મહિને, ત્રણ મહિને કે છ મહિને જ્યારે જોઇએ ત્યારે પાકી ખાતાવહી ઉપરથી દરેક ખાતાંઓની બાકી ઉતારી કાઢી પછી જમા ઉધાર રકમના સરવાળા કરી સિલક કાઢવામાં આવે છે, અને તે સિલક છેલ્લા મેળની સિલક સાથે

મળી રહે ત્યારે જાણવું. કે આપણું સરવાયું બરાબર છે, તે સરવાયાંને કાચું સરવાયું અથવા અવલ સરવાયું કહે છે. (જુઓ નમૂનો નંબર ૧૩.) પાનું ૧૨૫.

૬૩. **પાકું સરવાયું**—હરેક ખરચ ખાતાંઓ અને માલ ખાતાંઓ વગેરે જેજે ખાતાંઓ માંડી વાળવાં હોય તે માંડી વાળી જમાખર્ચી મેળ પા ૮૦ નિયમ પાનું ૧૩૩ મુજબ કરી ખતવી જૂને ચોપડેની બાકી નવે ચોપડે ચઢાવવામાં આવી હોય તેનું જે સરવાયું કાઢવામાં આવે છે તેને પાકું સરવાયું અથવા આખર સરવાયું કહે છે; (જુઓ નમૂનો નંબર ૧૪. પાનું ૧૨૫.

૬૪. **ખેડૂતોએ નામું કેવું રાખવું**—જેમને ત્યાં બિલકુલ નામું નહિ હોય તેઓએ જે દિવસથી નામું રાખવું હોય તે દિવસે પોતાની માલ મિલકત ઘર, જમીન, જાનવર, અનાજ, રોકડ, ઘરેણાં વગેરે સ્થાવરજંગમ તથા લેણુંદેવું જેજે ખાતાંઓ રાખવાં હોય તેતે ખાતે કિંમત રૂા. ઉધારી માલિકના ખાતે જમા કરવા અને દેવું હોય તે માલિકને ખાતે ઉધારી જેનાજેના દેવા હોય તેઓના ખાતે જે મિતિના હોય તે મિતિ લખી જમા કરવા, અને ખેતી અંગે ખરચ થાય તે ખેતી ખાતે અને ઘરનો ખરચ તે ખરચ ખાતે ઉધારવા, અને ખેતીની આવક આવે તે ખેતી ખાતે જમા કરવી.. એ પ્રમાણે દરરોજની મિતિ લખી ખાતાંવાર જમા ઉધાર લખ્યા જવું. તેઓએ બેઠોમેળ અને ખાતાવહી રાખવી. (જુઓ નમૂનો નંબર ૧૫.) પાનું ૧૨૭.

૬૫. **સ્ત્રીઓએ ઘરનો હિસાબ કેમ રાખવો**—ખરચ માટે જે રૂા. આવે તે મિતિ અથવા તારીખ લખી જમા કરવા અને તેમાંથી જે ખરચ થાય તે મિતિ અથવા તારીખ લખી ઉધાર્યા જવું, (જુઓ નમૂનો નંબર ૧૬.) પાનું ૧૩૦.

૬૬. **વરસ આખરે ખાતાંઓની માંડવાળ વિષે**—જમાખર્ચીમેળ મનોયત્ન ૧૭ પાનું ૮૦ અને ખાતાવહી પાનું ૮૬ થી ૧૦૨ જુઓ. અને નિયમ પાનું ૧૩૩-૧૩૪ જુઓ.

૬૭. **નવા ચોપડાની શરૂઆત વિષે**—મનોયત્ન ૧૮ પાનું ૮૫ અને ખાતાવહી પાનું ૧૦૩.

૬૮. **ભરતિયું**—એટલે માલની ખરીદીના રૂા. અને તે ઉપર થએલો ખર્ચનો નક્કી આંકડો કરી મોકલવો તેને ભરતિયું કહે છે. (જુઓ નમૂનો નંબર ૧૭) પાનું ૧૩૧.

૬૯. **મંગાવેલા માલના (દેશાવરથી) આવેલાં ભરતિયાંનું જમા ખર્ચ**—જેણે માલનું ભરતિયું મોકલ્યું હોય તેને ખાતે ભરતિયાંના નક્કી રૂા. જમા કરી માલ ખરીદ ખાતે ઉધારવા અને [જો દરેક માલ ખાતાં જુદાં હોય તો તે જેજે માલ આવ્યો હોય તે માલ ખાતે ઉધારવું, પેટામાં ભરતિયાંની નકલ ઉતારી જવી.]. જુઓ મનોયત્ન ૭ મું પાનું ૪૮.

૭૦. **કાગળ**—એટલે એક માણસે બીજા માણસ ઉપર પોતાની હકીકત જાણ કરવી તે. જુઓ નમૂનો નંબર ૧૮ પાનું ૧૩૨.

૭૧. **તારીજ વિષે**—એટલે તત્ત્વ વધારે જમા કે ઉધારનું ટૂંકમાં ઉધાર જમા કરવું તે. જુઓ પાને ૧૦૯.

૭૨. **ખાતાંનો આંકડો**—એટલે કોઇપણ પોતાની લેવડ દેવડનો મિતિ અને વિગતવાર લખાએલો હિસાબ જુઓ. નમૂનો નંબર ૨. પાનું ૧૧૧-૧૨૦.

શા૦ નારણદાસ જેરામ ખાંડનું તોલ દા. ૧૦ નું મણ, રતલ, ૬-૩, ૬-૩, ૬-૪, ૬-૩, ૬-૨, ૬-૬, ૬-૬, ૬-૫, ૬-૪, ૬-૩, = ૬૧। ૪ કુલ મણ સવાએકસઠ, ચાર રતલ. અને ૨૮ રતલ=૧ મણ, ૪ મણ=૧ હંડ્રવેટ.

૭૩. **બારદાન**—ખાલી કોથળા કે ડબ્બા વિગેરેનું વજન માત્રમાંથી દર ગૂણે કે નંગે વેપારી ઠરાવ પ્રમાણે બાદ કરવાનો રિવાજ હોય છે. પણ તે કિંમતી ચીજમાંજ બાકી માલમાં કોથળાનું વજન તે કોથળાની કિંમત જેટલું લગભગ હોય છે. એટલે બાદ કરવાનો રિવાજ નથી. એટલે બારદાન માલમાં હોય છે. જેથી ખાલી ગૂણ કે ડબ્બાની કિંમત લેવી નહિ અને બારદાન બાદ કરવું નહિ. એ ધારો (રિવાજ) શહેરેશહેરનો જુદો છે.

**૭૪. તોલ**—એક મણુ ઉપર ૧, ૨, ૩, ૪, ૫, ૬ વગેરે વધુ શેર તોલી લેવાનો કે આપવાનો રિવાજ (ધારો) છે. તોલ કાઢવાની રીત મણુ, શેરને ૪૦એ ગુણી તોલે ભાગવા અથવા તોલનું તોલ કાઢવું કે ભાગ પડે તો બાદ કરવો. જુઓ મહેતાજી ભાગ બીજો. અને આ બુકમાં પાને ૧૮૧-૧૮૨.

**૭૫. વટાવ**—સો રૂપિયાના માલ ઉપર ટકો, અર્ધો ટકો, પા ટકો, કે એથી ઓછીવત્તો વટાવ શહેરેશહેરનો અને માલે માલનો રિવાજ, (ધારો) જુદોજુદો હોય છે.

**૭૬. મુદ્દત**—આજે માલ લીધો તો આજ પછીથી ચાર, આઠ, દસ, પંદર, બાવીસ, ત્રીશ દિવસે કે બે ત્રણુ મહિના પછીથી નાણું આપવાના રિવાજને મુદ્દત કહે છે. એ મુદ્દત પહેલાં નાણું આપે તો તે બાકીની મુદ્દતનું વ્યાજ લેવાનો રિવાજ છે.

**૭૭. લોન, શેર, ચેક, બૅંક, પોસ્ટઑફીસ** વગેરેની જાણુવાજોગ માહિતી (જુઓ પાનું ૧૬૩-૧૬૪)

**૭૮. સાંકળિયાંની માહિતી**—(સમજૂતી) જુઓ પાનું ૧૬૩-૧૬૪.

**૭૯. આતાંઓની માહિતી**—(સમજૂતી) જુઓ પાનું ૧૬૭ થી ૧૭૪.

**૮૦. મેળોની સમજૂતી**—૧ થી ૧૮ સુધીની માહિતી જુઓ પાનું ૧૭૫ થી ૧૮૦.

**૮૧. હિસાબો**—ગણુવાની સહેલી રીત પાને ૧૮૧-૧૮૨.

**૮૨. પરીક્ષા**—(એકઝામીનેશન)ના સવાલો પાને ૧૮૩થી ૧૯૦.

**૮૩. બૅંકના વ્યાજના** ધારાધોરણુ વિષે માહિતી સમજૂતી પાને ૧૯૧.



| તારીજ | ઉ |
| --- | --- |
| | ૯૦) બાકી મુદ્દલ લેણા |
| | ૬॥૦॥ વ્યાજના લેણા સર ૧૩૦૭ દા. રૂ. ૦॥ લેખે |
| | ૯૬॥૦॥ |

# સામાદસ્કતના ખાતાનો નમૂનો નં. ૧૨.

૦૦૦૦૦૦૦૦૦૦૦ શ્રી ૧

દેસાઇ ડાહ્યાભાઈ રામભાઇનું ખાતું સાલ ૧૯૯૭

| જ | ઉ |
| --- | --- |
| | ૫૨૫) સાલ ૧૯૯૭ના કારતક સુદ ૫ને વાર સોમ તા. ૪-૧૦-૧૯૪૦ ના અંગ્રેજી દિને રોકડા રૂ. ૫૨૫) અંકે પાંચસો પચીસ પુરા લીધા તે આપવા હા. પોતે દા. પોતે. |

ટીકીટ

દેસાઇ ડાહ્યાભાઈ રામભાઈ સહી

દા. પોતે ૦)‍-

# કાચું સરવાયું (અવલ સરવાયું) નમૂનો નંબર ૧૩.

૦૦૦૦૦૦૦૦ શ્રી ૧ા

સાલ ૧૯૯૬ના આસો વદ ૦)) ને વાર બુધ તા. ૩૦-૧૦-૪૦ સુધીનું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૭૦ા-ા | શ્રી વટાવ ખાતું પા. ૨ | ૯૦૮૦ા≈ાા | શ્રી માલ ખરીદ વકરા ખાતું પા. ૧. |
| ૫૨૫) | કણિયા કલ્યાણ ભુલાનું ખાતું પા. ૩૩. | ૧૪ાા-ાા | શ્રી ખરચ ખાતું પા. ૩. |
| ૨૧૭ાા | શા. ઉમાકાન્ત મગનલાલનું ખાતું પા. ૨૧ | ૨૬૬ા- | શ્રી સરંજામ ખાતું પા. ૪ |
| ૧૫૦૦) | શ્રીમતિ વિદ્યાગૌરી નાનાભાઇ હરિભાઈનું ખાતું પા. ૨૪. | ૧૩ાા૦ા | શ્રી વ્યાજ ખાતું પા. ૯. |
| ૧૪૧ાા≈ા | શા. કેશરીચંદ ભાણાભાઇ મુંબઇવાળાનું ખાતું પા. ૧૦. | ૧૧)- | શ્રી ધર્માદા ખાતું પા. ૨૩ |
| ૧૧૫૦૯ાા | દેસાઈ નાનાભાઇ હરિભાઈનું ખાતું પા. ૬. | ૪૩ાા-ાા | દેસાઈ રણછોડજી ગોવીંદજીનું ખાતું પા. ૧૨. |
| ૧૪૧૬૪)≈ાા | | ૩૦૦) | દેસાઈ વલ્લભભાઈ વસનજીનું ખાતું. પા. ૧૯. |
| | | ૧૫૦) | શા. ભોગીલાલ આત્મારામનું ખાતું પા. ૭. |
| | | ૧૦) | મહેતાજી વસનજી કેશવજીનું ખાતું પા. ૨૨. |
| | | ૩૨૦૧) | શા. વરજદાસ લખમીદાસનું ખાતું પા. ૨૯. |
| | | ૨૭૫) | શા. નાથુભાઈ રણછોડદાસનું ખાતું પા. ૩૧. |
| | | ૯૫૦) | શા. અભેચંદ માણેકચંદનું ખાતું પા. ૩૦. |
| | | ૫૦૦) | શા. નગીનચંદ ઝવેરચંદનું ખાતું પા. ૨૬. |
| | | ૪૫૦) | દેસાઇ સુરભાઈ રૂદરજી અંકલેશ્વરવાળાનું ખાતું પા. ૩૫. |

૧૨૫)~ શા. પ્રાણજીવનદાસ જગજીવનદાસનું ખાતું પા. ૩૬.

૫૦૦૦) ધી બૅંક ઑફ ઑમ્બેનું ખાતું પા. ૮.

૧૨૨૧૯)~ા

૧૯૪૫)= શ્રી જણુસ બાકી.

૧૪૧૬૪)≡ા

ટીપઃ–એ કાચું સરવાયું કાઢવાથી મુદ્દલ શું લેણું અને દેવું છે. તથા આજ સુધીનો મેળ, નોંધ, અને ખાતવહી ખતવેલી બરાબર છે તે માલમ પડે છે.

## પાકું સરવાયું (આખર સરવાયું) નમૂનો નં. ૧૪.

॰ ૦૬૬૧૭૬૬ ૪ ૪૪૪૪ ~ શ્રી ૧ા

સાલ ૧૯૯૬ ના આસો વદ ૦)। ને વાર બુધ તા. ૩૦–૧૦–૪૦

| જ | ઉ |
|---|---|
| ૧૨૪૬૧ાા≡ાા દેસાઈ નાનાભાઇ હરિભાઇનું ખાતું પા. ૬ | ૧૫૩ાા≡ાા શા. ભોગીલાલ આત્મારામનું ખાતું પા. ૭. |
| ૧૪૨ા~ાા શા. કેસરીચંદ ભાણાભાઈ મુંબઈવાળાનું ખાતું પા. ૧૦. | ૨૬૬ા~ શ્રી સરંજામ ખાતું પા. ૪ |
| ૨૧૭ાા૦ શા. ઉમાકાન્ત મગનલાલનું ખાતું પા. ૨૧. | ૫૦૦૦) ધી બૅંક ઑફ ઑમ્બેનું ખાતું પા. ૮. |
| ૧૫) મહેતાજી વસનજી કેશવજીનું ખાતું પા. ૨૨. | ૪૩ાા~ાા દેસાઇ રણછોડજી ગોવીંદજીનું ખાતું પા. ૧૨. |
| ૧૫૦૨) શ્રીમતિ વિદ્યાગૌરી નાનાભાઇનું ખાતું પા. ૨૪. | ૩૦૧૦૦ દેસાઈ વલ્લભભાઇ વસનજીનું ખાતું પા. ૧૯. |
| ૫૨૫) કણિયા કલ્યાણ ભુલાનું ખાતું પા. ૩૩. | ૫૦૦ાા~ા શા નગીનચંદ ઝવેરચંદનું ખાતું પા. ૨૬. |
| | ૩૪૭૪ા= શા. વરજદાસ લખમીદાસનું ખાતું પા. ૨૯. |
| | ૯૫૨ા~ા શા. અભેચંદ માણેકચંદનું ખાતું પા. ૩૦. |

૮) મુકાદમ નારણ માવજીનું ખાતું પા. ૪૦.

૩૨) શા. ભાઈદાસ પરસોતમદાસનું ખાતું પા. ૪૧

૧૦) શ્રી આસામી ખાધ ખા. પા. ૪૨

૧૪૯૧૪)~ા

૨૭૫ાા~ા શા. નાથાભાઈ રણછોડદાસનું ખાતું પા. ૩૧

૪૫૦ાા~ દેસાઇ સુરભાઈ રૂદરજી અંકલેશ્વરવાળાનું ખાતું પા. ૩૫

૧૨૫)~ શા. પ્રાણજીવનદાસ જગજીવનદાસનું ખાતું પા. ૩૬

૧૪૨૫) શ્રી વેપારના સિલક માલ ખાતું પા. ૩૯

૧૨૯૬૮ાા≈ા

૧૯૪૫)≈ શ્રી જણસ બાકી

૧૪૯૧૪)~ા

# ખેડૂતોના નામાનો નમૂનો નંબર ૧૫.

શ્રી ૧ા

સાલ ૧૯૯૭ના કારતક સુદ ૧થી કારતક વદ ૦)) સુધીનો બેઠો મેળ

જ | ઉ

૦) ૧ા શ્રી ગણેશાય નમઃ

૧૨૯૫૦) કારતક સુદ ૧ દેસાઈ વસનજી કીકાભાઇના ખાતે જમા. બા. આજથી પહેલવહેલું નામું શરૂ કરવા સારૂં માલમિલકત લેણું અને રોકડા તમારા ખાતે જમા કરી ખાતેવાર ઉધાર છે.

૮૫૦૦) શ્રી ખેતી ખાતે ઉધાર કારતક સુદ ૧.

૫૦૦૦) જમીન વીઘાં ૧૦-૫ વસા

૨૧૦૦) જાનવર અને ખેતીના ઓજારો

૫૦૦) ઘાસ વગેરે

૯૦૦) અનાજ

૮૫૦૦)

૮૫૦૦) ઉધાર ખેતી ખાતે

૪૦૦૦) ઉધાર સરસામાન ખાતે.

૧૦૦) ઉધાર દુબળા મકન રામાને ખાતે

૧૨૫) ઉધાર દેસાઈ બાપુભાઈ વાઘજીના ખાતે.

૨૨૫) રોકડા.

૧૨૯૫૦)

૭૦૦) કારતક સુદ ૧ દેસાઈ રણછોડજી નાગરજી તલ'ગપોરવાળાના ખાતે જમે રૂા. ૭૦૦) કબૂલાવ્યા તે તમારા ખાતે જમા કરી ઉધાર દેસાઈ વસનજી કીકાભાઈના ખાતે.

૭૫) કારતક સુદ ૫ શ્રી ખેતી ખાતે જમા ઘાસ હજાર ૩ ના રોકડા.

૩૭ા= કારતક સુદ ૧૨ ગાંધી મગન જેઠા ઉધનાવાળાને ખાતે જમા બિલ નંબર ૧૩ મુજબના.

૧૭ા ખાંડ મણ ૧ાા

૬ાા હીંગ શેર ૨

૧૦) ચાહ શેર ૧૦

૩ા= પરચૂરણ

૩૭ા=

૪૦૦૦) કારતક સુદ ૧ શ્રી સરસામાન (સરંજામ) ખાતે ઉધાર.

૧૫૦૦) વાસણ કુસણ રાચ રચીલું વગેરે સામાન.

૨૫૦૦) દાગીના સોના ચાંદીના.

૪૦૦૦)

૧૦૦) દુબળા મકન રામાને ખાતે ઉધાર પરણતી વખતે લીધા તે સાલ ૧૯૯૭ ના મહા સુદ ૫

૧૨૫) દે. બાપુભાઈ વાઘવજીભાઈને ખાતે ઉધાર સાલ ૧૯૯૭ ના માગશર સુદ ૩ સામાદસ્કતના ખાતા મુજબ દા. રૂા. ૦ાા લેખે હા. પોતે.

૭૦૦) કારતક સુદ ૧ દે. વસનજી કીકાભાઈના ખાતે ઉધાર રૂા. ૭૦૦) કબૂલ્યા તે દેસાઈ રણછોડજી નાગરજીના ખાતે જમા કરી ઉધાર છે.

૨૫ા- કારતક સુદ ૧૦ શ્રી ખેતી ખાતે ઉધાર રૂા. ૨૫ા- જુવાર વઢાવી તેની મજૂરીના થયેલા રોકડા મજૂરોને આપ્યા તે.

૫૩) કારતક સુદ ૧૫ કણિયા કલાણુ ભુલા સુરતવાળાના ખાતે જમા બિલ નંબર ૩૪૩

૩૧) ઘઉં મણ ૮

૨૦) ચોખા મણ ૫

૨) ચણાની દાળ મણ ાા

૫૩)

૧૨૪) કારતક વદ ૨ શ્રી ખેતી ખાતે જમા જુવાર ગાલ્લી ૨ ના રોકડા.

૩૮ા કારતક વદ ૧૩ કાપડિયા રંગીલદાસ મોતીલાલ નવસારીવાળાને ખાતે જમા બીલ નંબર ૫૨૧

૨૦) નોનકલૉથ તાકો ૧

૧૨) અમોટિયું

૬ા ધોતી જોટા ૧

૩૮ા

૨૯૧) કારતક વદ ૦)) શ્રી ખેતી ખાતે જમે કપાસ ભાર ૨ વેડછા દેસાઇ ડાહ્યાભાઈ સુંદરજીના જીનમાં દા. રૂ. ૩૨૫ના ભાવે આપવા કર્યું તે પેટે હા. દલાલ પરાગજી આપી ગયા તે.

૧૪૨૬૨ાા=

૪૦ા= કારતક સુદ ૧૨ શ્રી ખરચ ખાતે ઉધાર

૩૭ા= ગાંધીને ત્યાંથી સોદો લાવ્યા બિલ નંબર ૧૩

૩) રોકડા પરચૂરણ સોદો

૪૦ા=

૫૬ા કારતક સુદ ૧૫ શ્રી ખરચ ખાતે ઉધાર.

૫૩) સુરતના કણિયા કલાણ ભુલાને ત્યાંથી માલ લાવ્યા તે બિલ નંબર ૩૪૩ ના

૩ા પરચૂરણ રોકડો સોદો.

૫૬ા

૨૫) કારતક વદ ૨ ગાંધી મગન જેઠા ઉધનાવાળાને ખાતે ઉધાર રોકડા હા. પોતે લઈ ગયા

૧૦) કારતક વદ ૧૦ શ્રી ખેતી ખાતે ઉધાર જુવારની રખેવાળીના ભુલાને રોકડા.

૩૮ા કારતક વદ ૧૩ શ્રી ખરચ ખાતે ઉધાર તે જમે કાપડિયા રંગીલદાસ મોતીરામ નવસારીવાળાના ખાતે.

૨૫) કારતક વદ ૧૩ કાપડિયા રંગીલદાસ મોતીરામના ખાતે ઉધાર બા. બિલ નંબર ૫૨૧ પેટે રોકડા લીધા તે હા. પોતે

૧૩૬૩૫ા=

૬૨૬ા શ્રી જણસ બાકી

૧૪૨૬૨ાા=

# સ્ત્રીઓએ હિસાબ રાખવાનો નમૂનો નં. ૧૬

[illegible] થી ૧૧

તા. ૧-૧-૪૦ થી તા. ૩૧-૧-૪૦ સુધી

**જ**

૧૨) તા. ૧-૧-૪૦ રોકડા

૧૫) તા. ૨૦-૧-૪૦ રોકડા

૨૭)

**ઉ**

૦ાાા‍≈ તા. ૧-૧-૪૦

૦।‍– શાક મસાલો

૦ાા= ચાહનો મસાલો

૦ાાા≈

૦ાાા= તા. ૩-૧-૪૦

૦।‍–ાા શાક મસાલો

૦। દીવાસળી ૧૨

૦।૦ાા સેવ મમરા

૦ાાા=

૪। તા. ૮-૧-૪૦

૩ાા– તેલ ખાંડ ૧।‍– ૨।

૦ાા= શાક ભાજી

૦)– પરચૂરણ

૪।

૫)≈ તા. ૧૫-૧-૪૦

૪।= કેરોસીન ડબો ૧

૦ાા= શાક ભાજી

૦)≈ પરચુરણ

૫)≈

૧૧)– તા. ૨૩-૧-૪૦

૧૦। દાળ મણ ૨

૦ાા શાક ભાજી

૦।– પરચૂરણ

૧૧)–

૧)≈ તા ૨૭-૧-૪૦
૧)= શાક મસાલો
૦)- પરચુરણ
૧)≈

૧।≈ તા. ૩૧-૧-૪૦
૦।।- શાક મસાલો
૦)≈ પરચૂરણ
૦।≈ રમકડાં
૧।≈

૨૪।।≈

૨)- શ્રી જણસ બાકી
૨૭)

# ભરતિયું નમૂનો નંબર ૧૭.

ઃ૦૭૭૭૭૭૭૭૭૭ શ્રી ૧। મુંબઈ, તા૦ ૨૨-૧૦-૪૦

સ્વસ્તિ શ્રી સુરત બંદર મહાશુભસ્થાને શ્રી પાંચ દેસાઈ નાનાભાઇ હરિભાઇ જોગ શ્રી મુંબઈ બંદરેથી લિ. શા. કેશરીચંદ ભાણાભાઇના નમસ્કાર વાંચશો. જત તમારી વતી તમારા લખવા મુજબ ચોખા ગૂણ ૧૫૦) રેલ્વે મારફતે ડબ્બા ૧ માં રવાના કરી તેના ભરતિયાંની વિગત.

ઉ

૯૧૨) ચોખા હલવો નાની મિલના ગૂણ ૭૫ ના મણ ૪૫૬ ની પાકી ગૂણ ૭૬ દા. રૂ. ૧૨) લેખે.

૩૦૪।।। ચોખા હલવો નાની મિલના ગૂણ ૨૫ ના મણ ૧૫૨) ૫ રતલની પાકી ગૂણ ૨૫।૦।।-૫ દા. રૂ. ૧૨) ૦। લેખે.

૭૦૭) ચોખા જીરાશાલ ગૂણ ૫૦ ના મણ ૩૦૩) ની પાકી ગૂણ ૫૦।। દા. રૂ. ૧૪) લેખે

૧૯૨૩।।।

૩૭।= શ્રી ખરાજાત ખર્ચના રૂ. ની વિગત.

૧૬।। ગાડી ભાડુ ગાડી ૧૯) ના ડબ્બો ભરાઇ
૧૪।। ૨)

ખા મારફત પોર્ટર મુકાદમી
૩ ॥ ૨

૧૫॥=  ધર્માદા (સેંકડે ૦)- લેખે) હકસાઈ (ટકા ॥ લેખે)
૧)=  ૧૪॥=॥

૩૭॥=

૧૯૬૧)=

૧૯)=॥ વસતર (ડીસ્કાઉન્ટ) કે વટાવ (ટકા ૧ લેખે)
૧૯૪૧॥=। બાકી નક્કી આજની મિતિના અમારા ખાતે જમા કરી જવાબ લખશો. ભૂલચૂક લેવીદેવી આ સાથે રેલ્વે રસીદ બીડી છે તે મુજબ માલ સંભાળી લઇ લખશો. અત્રે નાણાં ભીડ સખત છે તો બાકીની હૂંડી બીડી મોકલશો અગર ગણુદેવી શા૦ ભગવાનદાસ નરસીંહદાસને ત્યાં ભરશો આ સાથે ભાવનું લીસ્ટ બીડયું છે પોષાણ મુજબ ખરીદ લખતા રહેશો ગોળ રૂ. ૮૨ થી ૮૩ છે એજ કામકાજ સાલ ૧૯૯૭ના આસો વદ ૬ ને વાર ભોમ દા. પટેલ દેવજી કલ્યાણજી.

# કાગળ નમૂનો નંબર ૧૮.

શ્રી ૧॥ સુરત તા. ૩૦-૧૦-૪૦

સ્વસ્તિ શ્રી મુંબઈબંદર મહાશુભસ્થાને શ્રી પાંચ શા. કેશરીચંદ ભાણાભાઇ જોગ શ્રી સુરત બંદરેથી લી. દેસાઇ નાનાભાઇ હરિભાઇના નમસ્તે વાંચશો. જત તમારો તાર ચોખાના ભાવ બાબતનો મળ્યો અમારા હિસાબે ચોખા હલવો નાની મિલના ગૂણ ૧૦૦ અને જીરાસાલના ચોખા ગૂણ ૫૦ મળી ગૂણ ૧૫૦ બજાર કસી ખરચ વગેરેમાં ફાયદો થાય તેમ કરી રેલ્વે મારફત રવાના કરશો. રસીદ સાથે ભરતિયું બીડી આપશો. આ સાથે હૂંડી ૧ રૂ. ૧૨૦૦) ની શા૦ રામચંદ વીરચંદ ઉપરની બીડી મોકલી છે તે પહોંચ્યા (મળ્યા) શીકરાયા (હૂંડીના નાણાં મળ્યા) લખશો, દરરોજ ભાવનું લીસ્ટ બીડતા રહેશો કે પોસાણ મુજબ ખરીદ લખતા રહીએ. દેશી ગોળનો ભાવ લખશો. ગોળ સુકો દાણાદાર પીળો, ડીકળી હલકી વજન મણ ૧॥ થી મણ ૧॥ સુધીના છે. તમારા ખાતે ગણુદેવીવાળા શા ભગવાનદાસ નરસીંહદાસને ત્યાં રૂા. ભરીએ કે કેમ તે લખી જણાવશો એજ કામકાજ સાલ ૧૯૯૬ ના આસો વદ ૪ ને વાર રવેઊ દા. પોતે.

# વરસ આખરે ખાતાંની માંડવાળના નીયમો

## (જુઓ જમા ખર્ચી મેળ પાનું ૮૦થી ૮૪)

૧—કાચું સરવાયું કાઢવું એટલે ચોપડા બરાબર (ખરા) થયા જાણવા.

૨—જે જે વ્યાજુ ખાતાંઓ હોય તેઓનું વ્યાજ ગણી કાઢવું. અને સામ સામે હિસાબ સમજી જવો. પછી જેની જેની પાસે વ્યાજ લહેણું થયું હોય તેઓનાં ખાતે ઉધારી શ્રી વ્યાજ ખાતે જમા કરવા અને દેવું વ્યાજ થયું હોય તો તેઓનાં ખાતે જમા કરી શ્રી વ્યાજ ખાતે ઉધારવા પછી જે નક્કી લહેણું અને દેવું થયું હોય તે જુને ખાતે માંડીવાળી નવે ખાતે ચઢાવી લેવું. જુનામાં નવી ખાતાવહીનું પાનું અને નવામાં જુની ખાતાવહીનું પાનું ટાંકવું (મુકવું) જુઓ. જુ. ખા. પાનું ૮૯થી ૧૦૧ અને ન. ખા. પાનું ૧૦૨ થી ૧૦૮.

૩-વરસ આખરે (આસો વદ ૦)) એ.) વેપારનો માલ જે સિલક રહ્યો હોય તેને આજના બજારભાવે કે પડતર કિંમતે વેપારના સિલક માલ ખાતે ઉધારવા અને શ્રી વકરા ખાતે જમા કરવા પણ કેટલાક તે સિલક માલની બાકી વકરા ખાતે જમા મુકી ન. ખા. પાનું લખે છે. અને નવામાં જુ. ખા. પાનું લખે છે. (એટલે બાકી કાઢે છે.) એ પ્રમાણે કર્યા પછી શું નફો કે ખોટ તે નીકળશે. નફો હોય તો ખરીદ ખાતે ઉધારી વટાવ ખાતે જમા કરે છે. અને ખોટ હોય તો વકરા ખાતે જમા કરી વટાવ ખાતે ઉધારે છે.

૪—દલાલ, મુકાદમ, ગાડીભાડું, વખારભાડું, દુકાનભાડું વગેરેનાં બીલોનો હિસાબ આપવાનો હોય તો તેઓના (બીલવાળાઓના) ખાતે જમા કરી શ્રી વટાવ ખાતે કે ખાતેવાર ઉધારવા.

૫—મહેતાજી વગેરે દુકાનનાં પગારદારો હોય તેઓનાં ઠરાવ પ્રમાણેનો પગાર, દરેકનાં ખાતે જમા કરી શ્રી પગાર કે વટાવ ખાતે ઉધારવા.

૬—ખરચ ખાતે, વ્યાજ ખાતે, પગાર ખાતે, ધર્માદા ખાતે, વગેરે ખર્ચખાતાંઓનો વધારો અથવા ઘટાડો વટાવ ખાતે માંડી વાળવો. (જમાખર્ચ નાંખવું.)

૭—દુકાનના લહેણાનાં પ્રમાણમાં અસામી ખાધ અને જો મશીન હોય તો મશીન ઘસારો કાઢવો. તે રકમ અસામી ખાધ ખાતે અથવા મશીન ઘસારા ખાતે જમા કરી વટાવ ખાતે ઉધારવા.

૮—આખરે વટાવ ખાતે દુકાનનો કુલ નફો કે ખોટ તે માલમ પડશે. તે નફા ખોટનો હવાલો (જમાખર્ચ) શેઠ (માલિક)ના ખાતે લઈ જવો, અને જો ભાગીદારો હોય તો ભાગીદારોના હિસ્સા પ્રમાણે જમાખર્ચ નાંખવું.

# વારોવાર વ્યાજ ખાતું (પાને ૧૨૧)

## નમૂનો નંબર ૨૦.

શ્રી ૧ા

દેસાઇ પરભુભાઇ નારણજીના ખાતાંનું વ્યાજ સાલ ૧૯૯૬

| જ | ઉ |
|---|---|
| ૦ રૂા. ૪૫) માગશર વદ ૧૨ શની | ૪૩૭ રૂા. ૧૫૦ કારતક સુદ ૧ રવી |
| ૦ રૂા. ૧૫) પોષ સુદ ૧૫ બુધ | ૮૨ાા રૂા. ૪૫) ૧ાા-૧૦ |
| | ૩૬ાા રૂા. ૧૫) ૨-૧૩ |
| ૦ રૂા. ૯૦) મહા વદ ૩ સોમ | ૩૧૮ રૂા. ૯૦) ૩ાા-૧ |
| ૨૦ રૂા. ૬૦) ફાગણ સુદ ૧૦ ભોમ | ૪૮ રૂા. ૩૦) પોષ વદ ૭ બુધ ૧ાા-૩ |
| ૦ રૂા. ૩૦) | ૧૨૧ાા રૂા. ૧૨૦) ચૈત્ર સુદ ૧ સોમ |
| ૨૦ રૂા. ૩૦) ૦ાા-૫ | |

| | |
|---|---|
| ૦ રૂા. ૭૫ વૈશાખ ૨ ગરેઉ | ૦ રૂા. ૩૦) |
| ૦ રૂા. ૩૦) જેઠ વદ ૦૦) શુક્ર | ૭૭ા રૂા. ૭૫) ૧-૧ |
| ૦ રૂા. ૧૫) | ૪૪ રૌ. ૧૫) ૨ાા-૧૩ |
| ૦ રૂા. ૧૫) | ૨૧૨ રૂા. ૧૫૦) જેઠ વદ ૮ શુક્ર |
| ૦ રૂા. ૧૨૦) શ્રાવણ સુદ ૫ ગુરૂ | ૩ાા રૂા. ૧૫) ૦-૭ |
| ૦ રૂા. ૧૫૦) ભાદરવા વદ ૯ બુધ | ૧૬૪ રૂા. ૧૨૦) ૧-૧૧ |
| ૦ રૂા. ૧૫) | ૪૪ાા રૂા. ૧૫ ૨ાા-૧૪ |
| ૦ રૂા. ૧૫) | ૪૨ રૂા. ૧૫) જેઠ વદ ૧૩ બુધ ૨ાા-૯ |
| ૦ રૂા. ૭૫) | ૧૦૬ાા રૂા. ૪૫) અષાડ સુદ ૧૨ ભોમ ૨-૧૧ |
| ૦ રૂા. ૧૦૫) આસો વદ ૦૦) બુધ | ૯૭ાા રૂા. ૭૫) શ્રાવણ વદ ૧૧ ગરેઊ ૦ાા-૧૨ |
| ૦ રૂા. ૯૦) બાકી લેણા આસો વદ ૦૦) બુધ | ૨૨૧ાા રૂા. ૧૩૫) ભાદરવા સુદ ૧૦ બુધ |
| ૦ રૂા. ૩૦) | ૧૭૧ાા રૂા. ૧૦૫) ૧ાા-૪ |
| ૦ રૂા. ૬૦) | ૫૦ રૂા. ૩૦) ૧ાા-૫ |
| | ૫૦ રૂા. ૬૦) આસો સુદ ૫ રવી ૦ાા-૧૦ |
| ૨૦ | ૧૩૦૬ |

તારીજ — ઉ

૯૦) બાકી મુદ્દલ લેણા

૬ા≋ વ્યાજના લેણા સર ૧૨૮૬ દા. રૂા. ૦ાા લેખે.

૯૬ા≋

ઃ ••••••••જ•••••• શ્રી ૧ા

ફુંટવાળા રામજી કલ્યાણનું ખાતું સાલ ૧૯૯૬

| જ | ઉ |
|---|---|
| ૩૦૦) મહા સુદ ૧૫ | ૧૫૦૦) માગશર વદ ૫ |
| ૨૧૦૦) જેઠ વદ ૯ | ૨૪૦૦) ચૈત્ર સુદ ૧૨ |
| ૨૦૦૦) ભાદરવા સુદ ૧૦ | ૩૦૦૦) શ્રાવણ સુદ ૧૦ |
| | ૪૫૦૦) આસો વદ ૩ |
| ૪૪૦૦) | ૧૧૪૦૦) |

## સાલ ૧૯૯૭

| જ | ઉ |
|---|---|
| ૧૫૦૦) માગશર સુદ ૧૦ | |
| ૧૫૦૦) મહા સુદ ૫ | |
| ૩૦૦૦) | |

સદર ખાતાંનું સાલ ૧૯૯૭ના ફાગણ સુદ ૧૫ સુધીનું દા. રૂા. ૦ા ટકાની તેરીખે સૂદ (સળંગ) વ્યાજનું વ્યાજ નહિ ગણવું તે કાપતી રીતે અને **વરસ બાકી** કાપતી રીતે અને અંગ્રેજી ઍંક સીસ્ટમથી મિતિ પ્રમાણે દિવાળી બાકી ગણો. અને કાપતી રીતે પણ ગણો. જુઓ પાને ૧૩૭, ૧૩૮, ૧૩૯,

# સૂઠ (સળંગ) વ્યાજ નમૂનો નં. ૨૧.

ખા. પા. ૧૩૬.

શ્રી ૧ા

ફુટવાળા રામજી કલ્યાણના ખાતાનું વ્યાજ સાલ ૧૯૯૬-૯૭.

| જ | ઉ |
|---|---|
| ૦ રૂા. ૩૦૦) મહા સુદ ૧૫ સં. ૧૯૯૬ | ૭૯૧૦ રૂા. ૧૫૦૦) માગશર વદ ૫ સં. ૧૯૯૬ |
| ૦ રૂા. ૨૧૦૦) જેઠ વદ ૯ સં. ૧૯૯૬ | ૫૫૦ રૂા. ૩૦૦) ૧॥-૧૦ |
| ૦ રૂા. ૧૨૦૦) | ૭૩૬૦ રૂા. ૧૨૦૦) ૬-૪ |
| ૦ રૂા. ૯૦૦) | ૯૫૬૦ રૂા. ૨૪૦૦) ચૈત્ર સુદ ૧૨ સં. ૧૯૯૬ |
| ૦ રૂા. ૨૦૦૦) ભાદરવા સુદ ૧૦ સં. ૧૯૯૬ | ૨૧૬૦ રૂા. ૯૦૦) ૨-૧૨ |
| ૦ રૂા. ૧૫૦૦) | ૭૪૦૦ રૂા. ૧૫૦૦) ૪॥-૧૩ |
| ૦ રૂા. ૫૦૦) | ૧૨૬૬૬॥ ૩૦૦૦) શ્રાવણ સુદ ૧૦ સં. ૧૯૯૬ |
| ૦ રૂા. ૧૫૦૦) માગશર સુદ ૧૦ સં. ૧૯૯૭ | ૫૦૦ રૂા. ૫૦૦) ૧-૦ |
| ૦ રૂા. ૧૫૦૦) મહા સુદ ૧૫ સં. ૧૯૯૭ | ૬૦૦૦ રૂા. ૧૫૦૦) ૪-૦ |
| ૦ રૂા. ૧૦૦૦) | ૬૧૬૬॥ રૂા. ૧૦૦૦) ૬-૫ |
| ૦ રૂા ૫૦૦) | ૨૧૬૮૩। રૂા. ૪૫૦૦) આસો વદ ૩ સં. ૧૯૯૬ |
| ૦ રૂા. ૪૦૦૦) બાકી લેણા ફાગણ સુદ ૧૫ સં. ૧૯૯૭ | ૧૯૫૦ રૂા. ૫૦૦) ૩॥-૧૨ |
| | ૧૯૭૩૩। રૂા. ૪૦૦૦) ૪॥-૧૩ |
| ૦ | ૫૧૮૨૦ |

| તારીજ | ઉ |
|---|---|
| | ૪૦૨૦) બાકી મુદ્દલ લેણા |
| | ૨૫૯)~ા।। વ્યાજના લેણા સર ૫૧૮૨૦ હા. રૂ. ૦ા। લેખે. |
| | ૪૨૫૯)~ા।। |

## દેશી કાપતી રીતે દીવાળી બાકી વ્યાજ

ઃ ૦૭૭૭૭૭૭જ૪૪૪૪૨~ શ્રા ૧ા

કુંટવાળા રામજી કલ્યાણના ખાતાંનું વ્યાજ સાલ ૧૯૯૬

ખા. પા. ૧૩૬

| જ | ઉ |
|---|---|
| ૦ રૂા. ૩૦૦) મહા સુદ ૧૫ | ૭૯૧૦ રૂા. ૧૫૦૦) માગશર વદ ૪ |
| ૦ રૂા. ૨૧૦૦) જેઠ વદ ૯ | ૫૫૦ રૂા. ૩૦૦) ૧ા। ૧૦ |
| ૦ રૂા. ૧૨૦૦) | ૭૩૬૦ રૂા. ૧૨૦૦) ૬-૪ |
| ૦ રૂા. ૯૦૦) | ૯૫૬૦ રૂા. ૨૪૦૦) ચૈત્ર સુદ ૧૨ |
| ૦ રૂા. ૨૦૦૦) ભા. સુદ ૧૦ | ૨૧૬૦ રૂા. ૯૦૦) ૨-૧૨ |
| ૦ રૂા. ૧૫૦૦) | ૭૪૦૦ રૂા. ૧૫૦૦) ૪ા।-૧૩ |
| ૦ રૂા. ૫૦૦) | ૭૨૫૦ રૂા. ૩૦૦૦) શ્રાવણ સુદ ૧૦ |
| ૦ રૂા. ૭૦૦૦) બાકી લેણા આસો વદ ૦)) | ૫૦૦ રૂા. ૫૦૦) ૧-૦ |
| ૦ રૂા. ૨૫૦૦) | ૬૭૫૦ રૂા. ૧૫૦૦) ૨ા।-૬ |
| ૦ રૂા. ૪૫૦૦) | ૧૯૫૦ રૂા. ૪૫૦૦) આસો સુદ ૦-૧૩ |
| ૦ | ૨૬૬,૭૦ |

| તારીજ | ઉ |
|---|---|
| | ૭૦૦૦) મુદ્દલ |
| | ૧૩૩ા~ા। વ્યાજના લેણા સર ૨૬૬૭૦ હા. રૂ. ૦ા। |
| | ૭૧૩૩ા~ા। |

# અંગ્રેજી (બેંક) રીતે મિતિવાર દિવાળી બાકી વ્યાજ

## ક્રુ઼ડવાળા રામજી કલ્યાણનું ખાતું પાનું ૧૩૬નું સાલ ૧૯૯૬નું

| મિતિ | જમા મુકયા કે ઉપાડયા | રકમ | | બાકી રહ્યા | | દિવસ | પ્રોડેક્ટ | | રિમાક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | જમા | ઉધાર | જમા | ઉધાર | | જમા | ઉધાર | |
| માગશર વદ ૫ | ઉપાડ્યા | ... | ૧૫૦૦ | ... | ૧૫૦૦ | ૧॥૧૦ | ... | ૨૭૫૦ | |
| મહા સુદ ૧૫ | જમા મુકયા | ૩૦૦ | ... | ... | ૧૨૦૦ | ૧॥૧૨ | ... | ૨૨૮૦ | |
| ચૈત્ર સુદ ૧૨ | ઉપાડયા | ... | ૨૪૦૦ | ... | ૩૬૦૦ | ૨-૧૨ | ... | ૮૬૪૦ | |
| જેઠ વદ ૯ | જમા મુકયા | ૨૧૦૦ | ... | ... | ૧૫૦૦ | ૧॥૧ | ... | ૨૩૦૦ | |
| શ્રાવણ સુદ ૧૦ | ઉપાડ્યા | ... | ૩૦૦૦ | ... | ૪૫૦૦ | ૧-૦ | ... | ૪૫૦૦ | |
| ભાદરવા સુદ ૧૦ | જમા મુકયા | ૨૦૦૦ | ... | ... | ૨૫૦૦ | ૧-૮ | ... | ૩૧૬૬॥। | |
| આસો વદ ૩ | ઉપાડ્યા | ... | ૪૫૦૦ | ... | ૭૦૦૦ | ૦-૧૩ | ... | ૩૦૩૩। | |
| આસો વદ ૦)) બાકી | બાકી રહ્યા મુદ્દલ લેણા વ્યાજના લેણા | ... ટકા | ... રૂ. ૬) | ... | ૭૦૦૦ ૧૩૩ાના | | | ૨૬૬૭૦ | |

$$\frac{૨૬૬૭૦\times૬}{૧૨} = ૧૩૩૩૫$$ ના રૂ. ૧૩૩-૫-૬

૭૧૩૩ાના સાલ ૧૯૯૭ના કારતક સુદ ૧મે ચઢાવવાના થયા તે

**ટીપ:**—વ્યાજ બેંક રીતે ગણવામાં ખાના જરૂરી જરૂરી રાખે છે.

# બૅંક રીતે તારીખવાર વ્યાજ

## નમૂનો નંબર ૨૩.

[illegible] [illegible] ૧૧

કૈટવાળા આત્મારામ ઠાકોરદાસનું ખાતું સન ૧૯૪૦
( કરન્ટ એકાઉન્ટ ખા. પા. એ. ૬૧ )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૨૦૦) | તા. ૨-૩-૪૦ રોકડા | ૯૧૫) | તા. ૧૫-૫-૪૦ ચેકથી |
| ૩૦૦૦) | તા. ૧૫-૬-૪૦ ચેક | ૧૨૧૭) | તા. ૪-૭-૪૦ ચેકથી |
| ૨૪૦૦) | તા. ૪-૮-૪૦ ચેક | ૬૧૯) | તા. ૧૮-૯-૪૦ ચેકથી |
| ૧૦૦૦) | તા. ૩૦-૧૦-૪૦ રોકડા | ૧૯૭૮) | તા. ૩૦-૧૦-૪૦ ચેકથી |
| ૬૦૦) | તા. ૨૦-૧૧-૪૦ રોકડા | ૩૩૦) | તા. ૩-૧૧-૪૦ રોકડા ચેકથી |
| ૯૧૫) | તા. ૩-૧૨-૪૦ ચેક | ૪૦૫૬) | તા. ૧૨-૧૨-૪૦ ચેકથી |
| ૯૧૧૫) | | ૯૧૧૫) | |
| | | ૧૯૪૪) | તા. ૧૨-૧૨-૪૦ ફીકસ ડીપોઝીટમાંથી ઓવર ડ્રાફ્ટ ઉપર |
| | | ૧૧૦૫૯) | |

# ફીક્સ ડીપોઝીટ ખાતું સન ૧૯૪૦

## ખા. પા. એ. ૧૦૧.

| જ | ઉ |
|---|---|
| ૪૫૦૦) તા. ૨-૭-૪૦ રોકડા | |
| ૪૫૦૦) | |

કરન્ટ એકાઉન્ટનું ટકા ૧ ફીક્સ ડીપોઝીટ ટકા ૨ અને ઓવરડ્રાફ્ ટકા ૪ લેખે તા. ૩૧-૧૨-૪૦ સુધીનું ગણો. હવે તા. ૨૪-૧૨-૪૦ સુધીનું વ્યાજ ગણી મૂકે છે. બાકી દિવસ ૭ નું તા. ૧-૧-૪૧ એ વધારી લે છે. તો આપણે તા. ૩૧-૧૨-૪૦ સુધીનુંજ ગણ્યું છે. વધુ સમજ પાને ૧૯૨ મે છે.

શ્રી ૧।

### કુટવાળા આત્મારામ ઠાકોરદાસનું ખાતું.

### પાને ૧૪૧ નું ફીક્સ ડીપોઝીટ ખાતાનું વ્યાજ સને ૧૯૪૦

| તારીખ | ઉપાડ કે જમા | રકમ | | બાકી રકમ | | માસ રહ્યા | પ્રોડક્ટ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | ઉધાર | જમા | ઉધાર | જમા | | ઉધાર | જમા |
| ૨-૭-૪૦ | જમા મૂકયા રોકડા | ૦ | ૪૫૦૦ | ૦ | ૦ | ૬ | ૦ | ૨૭૦૦૦ |
| ૩૧-૧૨-૪૦ | બાકી મુદ્દલ<br>વ્યાજ | ...<br>... | ...<br>... | ...<br>... | ૪૫૦૦<br>૪૫ | | | ૨૭૦૦૦ |

$\frac{૨૭૦૦૦ \times ૨}{૧૨}$ = ૪૫ વ્યાજ

૪૫૪૫ કુલ તા. ૧-૧-૪૧

## કુટવાળ: આત્મારામ ઠાકોરદાસના ખાતાનું વ્યાજ સન ૧૯૪૦

### કરન્ટ એકાઉન્ટ ખા. પા. ૧૪૦ ચેક સીસ્ટમ.

| તારીખ | જમા મુકયા કે ઉપાડયા | રકમ ઉધાર | રકમ જમા | બાકી રહ્યા ઉધાર | બાકી રહ્યા જમા | દિવસ રહ્યા | પ્રોડેકટ ઉધાર | પ્રોડેકટ જમા | રિમાક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨-૩ ૪૦ | જમા મૂકયા રોકડા | ... | ૧૨૦૦ | ... | ૧૨૦૦ | ૭૪ | ... | ૮૮૮૦૦ | |
| ૧૫-૫-૪૦ | ઉપાડ્યા ચેકથી | ૯૧૫ | ... | ... | ૨૮૫ | ૩૧ | ... | ૮૮૦૦ | |
| ૧૫-૬-૪૦ | જમા મૂકયા ચેકથી | ... | ૩૦૦૦ | ... | ૩૨૮૫ | ૧૯ | ... | ૬૨૪૦૦ | |
| ૪-૭ ૪૦ | ઉપાડ્યા ચેકથી | ૧૨૧૭ | ... | ... | ૨૦૬૮ | ૩૧ | ... | ૬૪૧૦૦ | |
| ૪-૮-૪૦ | જમા મૂકયા ચેકથી | ... | ૨૪૦૦ | . | ૪૪૬૮ | ૪૫ | ... | ૨૦૧૦૦૦ | |
| ૧૮-૯-૪૦ | ઉપાડ્યા ચેકથી | ૬૧૯ | ... | ... | ૩૮૪૯ | ૪૨ | ... | ૧૬૧૬૦૦ | |
| ૩૦-૧૦-૪૦ | ઉપાડ્યા ચેકથી<br>જમા મૂકયા રોકડા | ૧૯૭૮ | ૧૦૦૦ | ... | ૨૮૭૧ | ૪ | ... | ૧૧૫૦૦ | |
| ૩-૧૧-૪૦ | ઉપાડયા ચેકથી | ૩૩૦ | ... | ... | ૨૫૪૧ | ૧૭ | .. | ૪૩૨૦૦ | |
| ૨૦-૧૧-૪૦ | જમા મૂકયા રોકડા | ... | ૬૦૦ | ... | ૩૧૪૧ | ૧૩ | ... | ૪૦૮૦૦ | |
| ૩-૧૨-૪ | જમા મૂકયા ચેકથી | ... | ૯૧૫ | ... | ૪૦૫૬ | ૯ | ... | ૩૬૫૦૦ | |
| ૧૨-૧૨-૪૦ | ઉપાડયા ચેકથી<br>ઉપાડયા ઓવર ડ્રાફ્થી | ૪૦૫૬<br>૧૯૪૪ | ...<br>... | ૧૯૪૪ | ... | ૨૦ | ૩૮૯૦૦ | ... | |
| ૩૧-૧૨-૪૦ | બાકી મુદ્દલ<br>વ્યાજના | | | ૧૯૪૪<br>૪ા ૧૯ાાં<br>૧૯૪૮ા ૧૯ાા | | | ૩૮૯૦૦<br>તા ૧-૧-૪૧ નક્કી | ૭૧૮૭૦૦ | |

$\frac{૩૮૯૦૦\times૪}{૩૬૬}$ = ૪૨૫ = ૪-૪-૦     $\frac{૭૧૮૭૦૦\times૧}{૩૬૬}$ =૧૯૬૩॥।=

ટીપ-પ્રોડકટમાં ૭૫ સુધી છોડી દીધા છે. રૂા. ૧૯॥=) અને ૭૫ ઉપર થયા તે ૧૦૦ પુરા ગણ્યા છે. દરેકે દરેક બેંકના (ઠરાવ) જુદા જુદા હોય છે માટે વધુ સમજ પાને ૧૯૨ મે જુઓ.

# પ્રોમીસરી નોટ

## નમૂનો નંબર ૨૪.

ઃ૦૭૭૭૭૭૭૭૭૭ૡ     શ્રી ૧।

સુરત, તા. ૨૫-૧૦-૧૯૪૦

શા૦ ______________________

જોગ લી. શા. ______________________

જત તમારી પાસેથી રૂા. ૫૦૦) અંકે પાંચસો પુરા રોકડા લીધા તે તમો માગો ત્યારે જ્યાં માગો ત્યાં દા. રૂા. ૦॥। પોણા ટકાની તેરીખે અમારી જાતથી અને મિલકતથી વસુલ લેવા તમો યા બીજો કોઈપણ મુખત્યાર છે અને હમો આપવા બંધાઇએ છીએ. મિતિ સાલ ૧૯૯૬ ના આસો વદ ૯ ને વાર ગરેઉ દા. પોતે.

| સ્ટાંપ |
|---|
| સહી |

ટીપઃ-વ્યાજુ ધંધાવાળા મોટા મોટા શહેરોમાં છપાવી રાખે છે.

## ચેક નમૂનો નંબર ૨૫

નંબર ______

તા. ______

આપજો ______

રૂપીઆ ______

રૂા. ______



## ધી બૅંક ઑફ ઈન્ડિયા લી૦ સુરત

ચેક નંબર

સુરત, તા૦ – –૧૯૪૦

આપજો ______ (આંકડામાં) ______ ઑર્ડર / બેરર

રૂપીઆ ______ ચાલુ અક્ષરે

રૂા. ______

______
ચેક લખનારની સહી

**ટીપઃ**-ચેકની એક બાજુએ // આડી લીટી કાઢે તેને ક્રોસ ચેક કહે છે તેનાં નાણાં ખાતેદારોનેજ મજરે આપે છે. એટલે ચોરાયાની ફિકર નહિ. પણ રાખ્યાવાળાની સહી જોઇએ. ડીફર્ડ ચેક એટલે મુદ્દતી ચેક. બેરર ઓર ઑર્ડરના નાણાં તરત મળે છે. (સહી કરેથી). બેરરના ગમે તેને ખાત્રી લીધા વગર આપે છે અને ઑર્ડરના બૅંક નાણાં ખાત્રી લઇ આપે છે. (હુંડી લખનાર તેમ ચેક લખનાર પણ તેના નાણાં પાછાં આપવા બંધાય છે.) દસ્તાવેજથી લખી આપનાર બંધાય છે તેમ ચેક એ દસ્તાવેજ જેવોજ છે.

## ચીઠ્ઠીનો નમૂનો નંબર ૨૬ अ

સુરત, તા૦ ૨૯-૧૦-૪૦

શ્રી પાંચ શા૦ નેમચંદ નાથાજી લી૦ દે. નાનાભાઈ હરીભાઈ જત. હમારા ખાતે ઉધારી રૂા. ૨૨૫) અંકે બસો પચ્ચીસ પૂરા દેસાઇ મકનજી મોરારજીને આપજો. એજ કામકાજ સાલ ૧૯૯૬ના આસો વદ ૧૩ ને વાર સોમ દા. પોતે.

## ચીઠ્ઠીનો નમૂનો નંબર ૨૬ ब

સુરત, તા૦ ૩૦-૧૦-૪૦

શ્રી પાંચ શા૦ નેમચંદ નાથાજી લી૦ શા૦ નેમચંદ નાથાજી જત આ ચીઠ્ઠી પાકેથી દેસાઈ વલ્લભભાઈ દાજીભાઈની વતી રૂા. ૪૫૦) અંકે ચારસો પચાસ પૂરા રોકડા શાહ જોગ આપવા સાલ ૧૯૯૭ના કારતક વદ ૧૪ દા. પોતે.

## ચીઠ્ઠીનો નમૂનો નંબર ૨૬ क

ગીરોવ રાખનાર દેસાઈ નાનાભાઈ હરીભાઈ લી૦

ગીરોવ મૂકનાર ________________ જત.

તમારી પાસેથી રૂા. અંકે ________________

લીધા તેની અવેજમાં જણસ સોનાની ________________

ચાંદીની ________________ તોલા ની મૂકી દા.

૦।।= ની તેરીખે લીધા તે વરસ માં આપી લઈ જવી સહી નહિ તો એ મુદ્દત બાદ વેચી દઈ તમારા રૂા. વસુલ કરી શકો સહી. સાલ ૧૯૯૬ના આસો વદ ૧૨ ને વાર સોમ.

ગીરોવ મૂકનારની સહી ________________

# હૂંડીનું ખોખું થતાં સુધીમાં તે ઉપર જે જે લખવામાં આવે છે તે વિષે

૧. શ્રી ૧ા ની ઉપર વેચાણ કરવામાં આવે છે. તે લિ. દેસાઈ નીછાભાઇ ગુલાબભાઈ જત આ હૂંડી દેસાઈ રણછોડજી ગોવિંદજીને વેચી છે. સહી દા. પોતે. જુઓ પાનું. ૧૫૫.

૨. મુંબઇ ખીડનાર મથાળું ભરે તે જત આ હૂંડીના નાણાં પટેલ કલ્યાણજી વિઠુલભાઇ ઠે. પાયધુની શરાફ બજારવાળા જોગ ભરજો જુઓ પાનું ૧૫૫.

૩. મુંબઇવાળો ટપાલ વાંચનાર જેણે હૂંડી ખીડી મોકલી હોય તેના નામનો અકેકો અક્ષર ની. ગુ. લખે છે અને હૂંડી નોંધનાર પછી હૂંડી નોંધનું પાનું લખે છે; અને તે હૂંડી દેખાડ કરવા છતાં, નહિ સ્વીકારાઈ હોય તો તે ઉપર મિતિ દેખાડ કર્યાની લખે છે; જુઓ પાનું ૧૫૬ અને પછી જેટલા દિવસ નાણાં પાછળ ભરે તેટલા દિવસનું વ્યાજ ટકા ૦ાાા લેખે લેવાનો રિવાજ છે.

૪. ભરપાઇ કરનાર-વસુલ પટેલ કલ્યાણજી વિઠુલભાઇ જત આ હૂંડીના નાણાં ભરી પૂરાં પામ્યા છે. જુઓ પા. ૧૫૬.

૫. હૂંડીના નાણાં ભરનાર હૂંડીનું ખોખું હૂંડી લખનાર ઉપર ખીડી મોકલે છે; અને કેટલાક પોતાની પાસે રહેવા દે છે.

## હૂંડીનાં નામ

૧. **શાહજોગી** હૂંડી એટલે હૂંડીના નાણાં પાછાં મળી શકે એવો માણસ જોઇ અગર જામીન લઇ નાણાં આપવા તે. એ હૂંડીનું વેચાણ થઇ શકે છે.

૨. **નામજોગી** હૂંડી એટલે જે માણસને નાણાં અપાવવાં લખ્યું હોય તે માણસનેજ નાણાં મળી શકે છે. એવી હૂંડીઓ હવે કવચિતજ લખાય છે. કારણ કે તે હૂંડીનું વેચાણ થઇ

શકતું નથી; અને કાગળમાં લખ્યા પ્રમાણે નિશાની બરોબર મળે છે તોજ નાણું આપે છે. નહિ તો ઓળખાણની, જામીન વગેરે માટે મુશ્કેલી પડે છે.

૩. **ધણીજોગી** હૂંડી એટલે રાખ્યાવાળાનેજ નાણું મળી શકે છે, એવી હૂંડીઓ હવે કવચિતજ લખાય છે. કારણ કે નામજોગી હૂંડીની માફક વેચાણ એ હૂંડીનું પણ થઇ શકતું નથી; અને કાગળ પ્રમાણે નિશાની નહિ મળે તો એ હૂંડીનાં નાણું મેળવવાં મુશ્કેલ થઇ પડે છે.

૪. **કોરેપુઠેની** હૂંડી એટલે નહિ સ્વીકારાએલી હૂંડી.

૫. **જવાબી હૂંડી** એટલે રાખ્યાવાળાને જેને નાણું આપવાં હોય તેને ત્યાં નાણું ભરાવ્યાનો જવાબ આણી આપવો તે.

૬. **સાખો** હૂંડી એટલે દેવા પેટે મોકલેલી હૂંડી.

૭. **લેણી** હૂંડી એટલે હૂંડી લખી તરત હૂંડી બીડી આપવી કે અવેજ મોકલી આપવો તે.

૮. **તમારી વતીની** હૂંડી એટલે તમારા ખાતાંની હુંડી. એ હુંડીનો વટાવ, વ્યાજ વગેરે તેમના ખાતેજ લખવામાં આવે છે.

૯. **દર્શની, રોકડી** કે **તરતની** હૂંડી એટલે જે હુંડીના નાણું દેખાડ કરે તેજ દિવસ નાણું મળી શકે એવી હુંડી.

૧૦. **કાચી** હુંડી એટલે જે દિવસે હૂંડી આવે તે દિવસે દેખાડ થઈ શકે નહી તે. (જે દિવસે હૂંડી આવી આવે તે દિવસની કે તે દિવસ પછીની લખી મિતિ હોવી જોઇએ.)

૧૧. **પાકી** હુંડી એટલે જે દિવસે હૂંડી આવી હોય તેજ દિવસે દેખાડ થઈ શકે તે. (લખી મિતિ હૂંડી આવી તે દિવસ અગાઉની મિતિનો હોય છે.)

૧૨. **મુદ્દતી** હુંડી એટલે જે દિવસે હુંડી દેખાડ કરે તે દિવસ પછી હૂંડીમાં લખ્યા પ્રમાણેની મુદ્દતે નાણું મળે તે. વધુ વિગત જુઓ પાને ૧૪૮ ની ટીપમાં.

૧૩. **ટીપ** હુંડી એ દસ્તાવેજ જેવો છે. હુંડી નહિ સ્વીકારાય તો હુંડી લખનારને નકરામણ સ્વીકરામણ (વ્યાજ વગેરે

# હૂંડીનાં નાણું ભરવાનો રિવાજ

૧. તરત મુદ્દતની, રોકડી કે દર્શની હૂંડીનાં નાણું દેખાડ કરે તેજ દિવસે ભરવાનો રિવાજ છે. દેખાડ કરવા છતાં નાણું નહીં ભરે તો જેટલા દિવસ પાછળ ભરે તેટલા દિવસનું વ્યાજ ટકા ૦॥ લેખે લેવાનો રિવાજ છે.

૨. મુદ્દતી હૂંડીમાં દિન વળતાની હૂંડીનાં નાણું દેખાડ કરવા પછી બીજે દિવસે નાણું ભરે છે. મુદ્દત દિન ભોમનાં ચોથે દિવસે અને મુદ્દત દિન ચાર ચારનાં ૯, ૧૩, કે ૧૫ જે ગામનો રિવાજ, તે પ્રમાણે નાણું ભરે છે.

ટીપ ૧ મુદ્દતી હૂંડીઓ હવે કવચિતજ લખવામાં આવે છે. કારણ કે તેવી હૂંડીના ઘરાક એટલે વેચાણ લેનાર કોઇકજ હોય છે; કેમકે વ્યાજ, વટાવ, સ્ટાંપ ભરવો પડે છે અને દર્શની હૂંડીમાં ગમે તેટલા રૂા. ની હૂંડી હોય તો પણ ૦)⌐ આનાનોજ સ્ટાંપ જોઈએ છે પણ હવે તે રિવાજ નથી. અને મુદ્દતીમાં સ્ટાંપ વધુ જોઇએ છે. એવાંનુકસાનને લીધે એવી હૂંડીઓ લખવાનો રિવાજ બંધ થયો છે. જેથી હવે મુદ્દતી હૂંડી લખવાને બદલે આજ પછી એટલે હૂંડી લખે તે દિવસ પછી, બે, પાંચ, આઠ કે પંદર જેટલા દિવસ નાણું પાછળ અપાવવાં હોય તેટલા દિવસ પાછળ લખી મિતિ લખે છે. એટલે આજે ભાદરવા સુદ ૧ છે, તો લખી મિતિ ભાદરવા સુદ ૨-૩-૫-૮; વદ ૧-૪-૬ વગેરે લખે છે. એવી કાચી હૂંડી મુદ્દત થયેજ દેખાડ થાય છે. એવી હૂંડીઓ લખે છે પણ એવી હૂંડીઓના લેનાર થોડાજ હોય છે, કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે વ્યાજ, વટાવ અને સ્ટાંપનું નુકસાન વેઠવું પડે છે; અને જો હૂંડી બીડી માલ મંગાવ્યો હોય તો માલ ધારેલા વખતે આવી શકતો નથી; કારણ કે હૂંડીનાં નાણું મળે માલ મોકલે છે. એ બધું હૂંડીની બાબતમાં અજાણ્યુ માણસોમાં ચાલતું હતું; પણ હવે હૂંડીની બાબતમાં

ઘણા માણસો જાણકાર થયેલા હોવાથી મુદ્દતી હૂંડીઓ હવે કવચિતજ લખાય છે.

૨. જેના ઉપર હૂંડી લખી હોય તેની પાસે હૂંડી લખનારના રૂા. લેણા હોય તો તેની નિશાની એ જે કાગળ મધ્યે લખીશું લખે છે; અને દેવા હોય તો હમારે ખાતે ઉધારી આપજો લખે છે.

૩. હૂંડી લખનારે જેના ઉપર હૂંડી લખી હોય, તેના ઉપર કાગળ લખવો જોઈએ. તેમાં હૂંડી લખી તેની તમામ વિગત જણાવવી પડે છે. જો તેમ નહિ કરે તો હૂંડી સ્વીકારનાર લખનારને તાર કરે છે, અગર કાગળ લખી જણાવે છે કે તમારી આવી વિગતની હૂંડી આવી છે તે શીકારવી કે કેમ ? તેનો હમને જવાબ આપો તો એમાં જે ખરચ થાય તે લખનારને શિરે હોય છે. અને જવાબ મળેથી હૂંડી સ્વીકારે છે, એટલે નાણાં ભરે છે.

## હૂંડી ગેરવલ્લે પડે તો શું કરવું

હૂંડી ગેરવલ્લે પડે તો તે હૂંડી જેણે બીડી મોકલી હોય તેની પાસેથી પેંઠ મંગાવવી. પેંઠ ગેરવલ્લે પડે તો પરપેંઠ મંગાવવી. અને પરપેંઠ ગેરવલ્લે પડે તો કાગળ મ ગાવવો પડે છે.

## પેંઠ, પરપેંઠ વગેરે લખવા વિષે

હૂંડીની માફક પેંઠ લખવામાં આવે છે. માત્ર વધારામાં હૂંડીની વિગત લખી રાખ્યાવાળો કહે છે કે હૂંડી ગેરવલ્લે પડી છે. તો તમો તમારા મેળ, નોંધ, ખાતાવહી, વગેરે ચોપડા તપાસી જોઇ તે હૂંડી નહિ સ્વીકારી હોય તો આ પેંઠ સ્વીકારી નાણાં આપજો. હમો તમને એકજવાર મજરે આપીશું. જો હૂંડી સ્વીકારી નાણાં આપ્યાં હોય તો આ પેંઠ રદ સમજી ફાડી નાંખજો. એજ કામકાજ મિતિ, વાર, દસ્કત લખે છે. પેંઠની માફક પરપેંઠ લખવામાં હૂંડી, પેંઠની વિગત પરપેંઠમાં લખાય છે તેજ પ્રમાણે કાગળ લખાય છે.

# હૂંડીવહી વિષે.

હૂંડીવહી એટલે જે ચોપડામાં ફક્ત હૂંડીઓનુંજ નામું લખવામાં આવ્યું હોય તે. પાકી નોંધ, પાકો મેળ, જે ખાતાવહીમાં ખતવાય છે, તેમ એ હૂંડીવહી પણ ખાતાવહીમાં ખતવાય છે. સાલ ૧૯૯૬ના ભાદરવા સુદ ૧ થી ભાદરવા વદ ૦૦) સુધી

## હૂંડીવહીનો ચોપડો

૦ ૦૭૭૭૭૭૭૪૭ ॥ શ્રી ૧૫

સાલ ૧૯૯૬ના ભાદરવા સુદ ૧ થી ભાદરવા વદ ૦૦) સુધી
ભરૂચ, અમદાવાદ, સુરત, વલસાડ વગેરે

જ

૨૫૦૦) શા. રામજીભાઈ ભગવાનદાસ તલાજાવાળાને ખાતે જમા ભાદરવા સુદ ૨ બા. હૂંડી રૂા. ૨૫૦૦)ની મુંબઈની શા. વિઠ્ઠલદાસ લીલાધર ઉપરની લખી તલાજાથી શા ભાઇચંભાઈ વિઠ્ઠલભાઇની તમારા રાખ્યાની નંબર ૭૨ નીં તરતની શાહ જોગ સ્ટાંપવાળી બીડી મોકલી તેના ઉધાર દેસાઇ પરાગજી સુરભાઇ કું. મુંબઈ.

૧૨૦૦) પા. કેશવલાલ હીરાલાલ વીરમગામવાળાને ખાતે જમા સુદ ૧૩ બા. હૂંડી ૧ રૂા. ૧૨૦૦) ની મુંબઈની શા. ડાહ્યાભાઇ ધનજીભાઈ ઉપરની લખી વડોદરેથી પા. જગજીવનદાસ ખુશાલભાઈની રાખ્યા શા. મુળચંદ નાનચંદની નં. ૩૩૩ની તરતની શાહજોગ લખી મિતિ સુદ ૧ ની સ્ટાંપ વગરની બીડી મોકલી, તેના ઉધાર સુદ ૧૪ શા. માણેકચંદ કપુરચંદ દા. રૂા. ૯૯૯ાા॥≶

૧૦૦૦) શા. નગીનચંદ ધ્રીજભુખણદાસ અમદાવાદવાળાને ખાતે જમા, વદ ૭ બા. હૂંડી ૧ રૂા. ૧૦૦૦)ની મુંબઈ શા. કેશરીચંદ ભાણાભાઇ ઉપરની લખી બીલ્લીમોરાથી શા. જેઠાલાલ દુર્લભદાસની તમારા રાખ્યાની નંબર ૨૨૨ની

તરતની શાહજોગ લખી મિતિ સુદ ૪ની સ્ટાંપવાળી તમોએ બીડી મોકલી તેના દર રૂા. ૯૯૯ાા≈ાા ઉધાર દેસાઇ જોગીભાઇ શંકરજી સુદ ૭

---

૪૭૦૦)

ૐ

શ્રી ૧ા

તારીજ ઉ

૦) ૧ા શ્રી ગણેશાય નમઃ

૨૪૯૬ાા≈ શા. રામજી ભગવાન તલાજાવાળાને ખાતે જમા સુદ ૨ બા. હૂંડી ૧ રૂ. ૨૫૦૦)ની તમોએ મુંબઈની બીડી મોકલી તેના.

૩)≈ વટાવના

૩૪૯૬ાા≈ બાકી નકકી

૧૧૯૮ાા≈ પા. કેશવલાલ હીરાલાલ વીરમગામવાળાને ખાતે જમા સુદ ૩ બા. હૂંડી ૧ રૂા. ૧૨૦૦)ની મુંબઈની તમોએ બીડી મોકલી તેના.

૧ાા– વટાવ સ્ટાંપ

૧ાા ૦)–

૧૧૯૮ાા≈ બાકી નકકી.

૨૫૦૦) દેસાઇ પરાગજી સુરભાઇ કું. મુંબઈવાળાને ખાતે ઉધાર સુદ ૩ બા. હૂંડી ૧ રૂા. ૨૫૦૦) ના મુંબઇની તમોને બીડી મોકલી તેના.

૧૧૯૯ા શા. માણેકચંદ કપુરચંદના ખાતે ઉધાર સુદ ૪ બા. હૂંડી ૧ રૂા. ૧૨૦૦) ની તમોએ વચાણુ લીધી તેના.

૦ાા વટાવ

૧૧૯૯ા બાકી

૯૯૯ાા≈ દેસાઇ જોગીભાઇ શંકરજીના ખાતે ઉધાર સુદ ૭ બા. હુંડી ૧ રૂા. ૧૦૦૦) ની તમોએ વેચાણુ લીધી તેના.

૦ા– વટાવ

૯૯૯ાા≈ બાકી

| | |
|---|---|
| ૯૯૮ાા શા. નગીનચંદ ભ્રીજભુખણદાસ અમદાવાદ વાળાને ખાતે જમા સુદ ૭ બા. હુંડી ૧ રૂા. ૧૦૦૦) મુંબઇની તમોએ બીડી આપી તેના | ૧)ન શ્રી વટાવ ખાતે ઉધાર |
| ૧ાા વટાવ | ૪૭૦૦) |
| ૯૯૮ાા બાકી | |
| ખાા શ્રી વટાવ ખાતે જમા | |
| ૪૭૦૦) | |

ઘણા ઉપર પ્રમાણેજ માસ આખરે તારીજ બાંધે છે, અને કેટલાક દરરોજ ઉપર પ્રમાણે હૂંડી નોંધી તેની નીચેજ જમા ખર્ચ નાંખે છે.

ટીપ–૧ કમીશન એજન્ટો આ પ્રમાણેની હૂંડીવહી રાખે છે; અને પાકોમેળ, નોંધની માફક પાકી ખાતાવહીમાં એ હૂંડી વહીનો ચોપડો પણ ખતવાય છે. કારણ કે કમીશન એજન્ટોને બહારગામથી ઘણીજ હૂંડીઓ આવે છે, તેમાંથી જેટલી વેચવી હોય તે તે વેચી દે છે અને જે મુંબઈ બીડવી હોય તે બીડી મોકલે છે. અને જે પોતાનાજ ગામની હૂંડી હોય તો દેખાડ કરી તેનાં નાણાં મળે ત્યારે બારોબાર મેળમાંજ જમે કરે છે.

૨ કોઇને હૂંડી વધારે લખવાની કે વધારે લેવાની હોય છે. અને કોઈને ત્યા હૂંડી વધારે આવેલી હોય તો જેને જેવો વહીવટ તે પ્રમાણે હૂંડીવહી રાખે છે, અને જેમને ત્યાં દરરોજની હૂંડીનો વહીવટ નહીં હોય તો તેઓ હૂંડીવહી રાખતો નથી; પણ મેળમાંજ જમા ખર્ચ નાખે છે, અથવા તો હૂંડીના રૂા. મળે તે મેળમાં જમા કરે છે; અને આપે તે મેળમાં ઉધારે છે.

## હૂંડીની નોંધ

હૂંડી નોંધ એટલે હૂંડીની વિગતવાર યાદી કરી લેવી તે.

૧. મુંબઇવાળાઓ કે જે કમીશન એજન્ટો અગર હૂંડીનો વેપાર (ધંધો) કરનારાઓ હોય છે તેઓને ત્યાં દરરોજ ટપાલ

માફરતે ઘણીજ હુંડીઓ આવે છે તો તેઓ જમા હુંડી નોંધ રાખે છે. જુઓ પાનું ૧૬૦. હુંડી સ્વીકારનાર ઉપર ઘણાજ દેશાવરવાળાઓની લખાએલી હુંડીઓ આવે છે, તો તેને વાસ્તે તેઓ ઉધાર હુંડી નોંધ રાખે છે. જુઓ પાનું ૧૬૧.

ટીપઃ-મુંબઇ એ ઇન્ડીઆનું તેમજ બીજા દેશાવરોનું મુખ્ય બંદર છે. એને વાસ્તે આપણામાં કહેતી ચાલે છે કે મુંબઇ ચોર્યાસી બંદરનો વાવટો છે. એટલે મુંબાઇમાં દરેક દેશના લોકો વેપારાર્થે વસેલા હોય છે તેથી મુંબઈની હુંડીનું વેચાણ દરેક દેશાવરમાં થાય છે. સુરત, ભરૂચ, અમદાવાદ, કલકત્તા, દિલ્હી, નાગપુર વગેરેની હુંડીનું વેચાણ જલ્દી થઈ શકતું નથી. કારણ કે મુંબઇ સાથે દરેક દેશાવરવાળાઓને લેવડદેવડ હોય છે, તેવું મુંબઇ સિવાયના દેશાવરોને હોતું નથી એટલે બીજા દેશાવરની હુંડીનું વેચાણ જલદી થતું નથી અને વટાવમાં પણ ફેર પડે છે એટલે મુંબઇવાળાઓને ટપાલ મારફતે હુંડી આવે તે એટલે દેખાડ કરવાની તે; અને પોતાના ઉપર લખાએલી હુંડી સ્વીકારવાની તે હુંડીઓને માટે જમા ઉધાર હુંડી નોંધો રાખવી પડે છે, હુંડી પાછી બીડે અગર પેંઠ મંગાવવી પડે તો તે પણ તેમાંજ લખી રાખે છે. પાછી બીડી અગર પેંઠ મંગાવવી તે તારીખ હોય તે હુંડી નોંધમાં લખે છે, અને બાકીના ઉપર રોજમેળ પાનું લખે છે. એટલે જે હુંડીના રૂા. જે મેળના પાને આવ્યા હોય તે મેળનું પાનું લખી લે છે, તેમ ઉધાર નોંધમાં પણ જે હુંડીના નાણાં ભર્યા હોય, તે હુંડીના રૂા. નીચે ટાંપ, અને રોજમેળ પાનું લખે છે, જે હુંડીના નાણાં નહિ ભર્યા હોય, તે હુંડી ઉપર ચોકડી મૂકે છે, જે દિવસ દેખાડ કરી તે દિવસે નાણાં નહિ મળે તો તે દિવસ હુંડી ઉપર લખી લે છે, અને જે દિવસે નાણાં ભરવાં જોઇએ, તે દિવસે નાણાં નહિ ભરે તો જેટલા દિવસ નાણાં પાછળ ભરે તેટલા દિવસનું વ્યાજ ટકા ૦ાા લેખે લેવામાં આવે છે, અને તે વ્યાજના પૈસા વ્યાજ ખાતે

જમા કરે છે, જેની હૂંડી આવેલી હોય તેને મિતિ આપે છે, અને જો પોતાના ઉપર લખાએલી હૂંડીનું વ્યાજ પોતાની ભૂલથી આપવું પડે તો વ્યાજના પૈસા વ્યાજ ખાતે ઉધારે છે, અને તેમને દેખાડ મિતિ આપે છે. જુઓ મે. પા. ૧૬૦. ૧૬૧. હૂંડી દેખાડનારનું અને સ્વીકારનારનું જો લખનારની ભૂલથી આપવું પડે તો વ્યાજના પૈસા લખનારને ખાતે ઉધારે છે. કારણ કે દેશાવરવાળા સાથે રકમ અને મિતિ મગાવી જોઈએ.

## સવાલ.

૧. આજની મિતિ સાલ ૧૯૯૬ ના માગશર વદ ૨ ને વાર ગરેઊ તા. ૨૮-૧૨-૩૯ તમો એટલે દેસાઈ દયાળજી નાનુભાઈ અમદાવાદમાં છો. તમારે અમલસાડ દેસાઇ નીછાભાઇ ગુલાબભાઇ ઉપર રૂા. ૨૦૦૦) મોકલવા છે, તો તમોએ અમદાવાદમાં અમલસાડની હૂંડીની તપાસ કરી તો અમલસાડની હૂંડી મળતી નથી, તો મુંબઇની હૂંડી ગાંધી મોહનલાલ કરમચંદ પાસે રૂા. ૦) ⟋ લેખે વટાવ આપી રોકડેથી લખાવી લીધી. ગાંધી મોહનલાલ કરમચંદે મુંબઇની હૂંડી દેસાઈ પરાગજી સુરભાઇ કું. ઉપર નંબર ૩૫૧ ની તરતની શાહજોગ આજની મિતિની સ્ટાંપવાળી લખી આપી તેના રૂા. તમોએ રોકડા આપ્યા; અને હૂંડી અમલસાડ દેસાઇ નીછાભાઈ ગુલાબભાઈ ઉપર બીડી મોકલી તેમણે એટલે નીછાભાઇ ગુલાબભાઇએ રૂા. ૦)= ઓછાથી જમા કરી અને તેજ ભાવે ઉધાર દેસાઈ રણછોડજી ગોવિંદજીને વેચી દીધી તેમણે મુંબઈ પટેલ કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા ઉપર બીડી મોકલી તેમણે દેખાડ કરી ત્રીજે દિવસે સ્વીકારાઈ તો એ હૂંડીનું દરેક ઠેકાણેનું દરેક જણનું મિતિવાર નામું માંડો; અને હૂંડી લખી તે ઉપર ખોખું થતાં સુધીમાં જે જે લખવામાં આવ્યું હોય તે લખી લાવો.

ટીપ-મુંબઈ સિવાય બહાર દેશાવરવાળાઓને ત્યાં બહાર ગામથી મુંબઈની હૂંડી આવે તો રૂા. ૦)= ઓછાથી જમા કરવાનો રિવાજ છે. અને પછી વેચાણ કરતાં એક દિવસ વાર લાગે અને

વટાવ આપવો પડે કે મળે તો પોતાને શિર રહે છે. એટલે રકમનો આંકડો અને મિતિ એક બીજાની મળી રહે છે.

## જવાબ.

જત આ હૂંડીના નાણાં પટેલ કલ્યાણજી વિઠ્ઠલભાઇ ઠે૦ પાયધુની તાંબાકાંટાવાળા જોગ ભરજો.

સ્ટાંપ

લી૦ દેસાઇ નીછાભાઈ ગુલાબભાઇ જત આ હૂંડી દેસાઈ

૦)

રણછોડજી ગોવિંદજીને વેચી છે, સહી. દા. પોતે.

શ્રી ૧



નંબર ૩૫૧.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને શ્રીમાન દેસાઇ પરાગજી સુરભાઈ કું. જોગ શ્રી અમદાવાદથી લી. શા. મોહનદાસ કરમચંદના પ્રેમયુકત યથાઘટિત. જત અત્રેથી રાખ્યા દેસાઇ દયાળજી નાનુભાઇ પાસેથી રૂા. ૨૦૦૦) અંકે બે હજાર એક હજારથી બમણા લીધા તે શાહ વેપારી જોગ, મુદ્દત તરત નાણાં હૂંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. એજ કામકાજ, સાલ ૧૯૯૬ ના માગશર વદ ૨ ને વાર ગરેઊ તા. ૨૮ માહે ડીસેમ્બર સને ૧૯૩૯ દા. પોતે.

રૂા. ૨૦૦૦) રૂપીઆ પાંચસોથી ચોગણા પુરા કરી આપજો.

દસ્કતી હું. મો. પા. ૧૭ હૈયાડ માગશર વદ ૮

વસુલ પા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ જત આ હુંડીના નાણાં ભરી પૂરા પામ્યા છે.

શ્રી પાંચ દેસાઈ પરાગજી સુરભાઈ કુંo
ઠેo તાંબાકાંટા મુo મુંબઈ ૨.

હૂંડી લખનાર શા. મોહનલાલ કરમચંદ અમદાવાદવાળાનો મેળ

ૃ ૦))))))જ્ઽ઼઼઼઼઼ઽ — શ્રી ૧ા

સાલ ૧૯૯૬ના માગશર વદ ૨ને વાર ગરેઊ તા. ૨૮-૧૨-૩૯

| જ | ઉ |
|---|---|
| ૨૦૦૦) દેસાઈ પરાગજી સુરભાઈ કુાં. મુંબઈવાળાને ખાતે જમા માગશર વદ ૪ બા. હૂંડી ૧ રૂા. ૨૦૦૦)ની લખી હમારી તમારા ઉપરની નંબર ૩૫૧ ની રાખ્યા દેસાઇ દયાળજી નાનુભાઈ તરતની શાહજોગ લખી મિતિ આજની ના રોકડા હા. મહાદેવજી. | |
| ૦ાઽ શ્રી હૂંડીઆમણુ ખાતે જમા હૂંડી રૂા. ૨૦૦૦)ના દા. રૂા. ૦)૦ા લેખે હા. દે. દયાળજી નાનુભાઈ. | |
| ૨૦૦૦ાઽ | |

# હૂંડી રાખ્યાવાળા.

## દેસાઈ દયાળજી નાનુભાઈ અમદાવાદવાળાનો મેળ

ૃ ૦))))))જ્ઽ઼઼઼઼઼ઽ — શ્રી ૧ા

સાલ ૧૯૯૬ના માગશર વદ ૨ને વાર ગરેઊ તા. ૨૮-૧૨-૩૯

| જ | ઉ |
|---|---|
| ૦)૧ા શ્રી ગણેશાય નમઃ | ૧૯૯૭ા દેસાઈ નીછાભાઇ ગુલાબભાઈ અમલસાડવાળાને ખાતે ઉધાર માગશર વદ ૩ બા. હૂંડી ૧ રૂા. ૨૦૦૦) ની મુંબઈની દેસાઇ પરાગજી સુરભાઇની કુાં. ઉપ |
| ૩૦૦૦) શ્રી પુરાંત બાકી | |
| ૩૦૦૦) | |

રની નંબર ૩૫૧ ની હ-
મારા રાખ્યાની લખી અ
ત્રેથી શા. મોહનચંદ કર-
મચંદની આજની મિતિની
તરતની શાહજોગ બીડી
મોકલી તેના રોકડા આપ્યા

૫—

રા વટાવના

૧૯૯૭ા બાકી

રાા- શ્રી હૂંડીઆમણુ ખાતે
ઉધાર બા. હૂંડી રૂા.
૨૦૦૦) ના વટાવના હા.
શા. મોહનચંદ કરમચંદ

૨૦૦૭ા-

# હૂંડી વેચાણ કરનાર

## દેસાઇ નીછાભાઈ ગુલાબભાઇ અમલસાડવાળાનો મેળ

ૐ શ્રી ૧

**સાલ ૧૯૯૬ના માગશર વદ ૩ને વાર શુક્ર તા. ૨૯-૧૨-૩૯**

જ

૧૯૯૭ા દેસાઇ દયાળજી નાનુભાઈ
અમદાવાદવાળાને ખાતે
જમા બા. હૂંડી એક રૂા.
૨૦૦૦)ની મુંબઈ દેસાઇ
પરાગજી સુરભાઇ કું.
ઉપરની નંબર ૩૫૧ ની
તમારા રાખ્યાની લખી
અમદાવાદથી શા. મોહન
ચંદ કરમચંદની શાહજોગ
તરતની લખી મિતિ
વદ ૨ ની તમોએ બીડી
મોકલી તેના.

૫—

રા વટાવના

ઉ

૧૯૯૭ા દેસાઇ રણછોડજી ગોવિં
દજીને ખાતે ઉધાર બા.
હૂંડી રૂા. ૨૦૦૦) ના
તે જમે દેસાઇ દયાળજી
નાનુભાઈ

૧૯૯૭ા

૧૯૯૭ાા બાકી તે ઉધાર દેસાઇ
રણછોડજી ગોવિંદજી.

૧૯૯૭ાા

# હૂંડી વેચાણ લેનાર

## દેસાઇ રણછોડજી ગોવિંદજી અમલસાડવાળાનો મેળ

ઃ૦૭૭૭૭૭૭જ૪૪૪૪૮ શ્રી ૧ા

**સાલ ૧૯૯૬ના માગશર વદ ૩ને વાર શુક્ર તા. ૨૯-૧૨-૩૯**

જ ઉ

૦)૧ા શ્રી ગણેશાય નમઃ

૧૯૯૭ાા દેસાઈ નીછાભાઈ ગુલાબભાઇના ખાતે જમા હૂંડી ૧ રૂા. ૨૦૦૦) ની તમોએ વેચાણ આપી તેના ઉધાર પા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મુંબઈવાળાને ખાતે.

૨ાા વટાવના

૧૯૯૭ાા બાકી

૨ાા શ્રી હુંડીઆમણ ખાતે જમા હુંડી રૂા. ૨૦૦૦) ના વટાવના હા. નીછાભાઈ ગુલાબભાઈ

૨૦૦૦)

૨૦૦૦) પા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મુંબઇવાળાને ખાતે ઉધાર માગશર વદ ૪ બા. હૂંડી ૧ રૂા. ૨૦૦૦) ની મુંબઇના દેસાઇ પરાગજી સુરભાઇ કું. ઉપરની નંબર ૩૫૧ ની લખી અમદાવાદથી શા. મોહનચંદ કરમચંદની શાખ્યા દેસાઇ દયાળજી નાનુભાઇની તરતની શાહ જોગ લખી મિતિ વદ ૨ ના

૨ાા જમે વટાવ ખાતે.

૧૯૯૭ાા જમે દેસાઈ નીછાભાઇ ગુલાભાઇ

૨૦૦૦)

# હૂંડી દેખાડ કરનાર

## હૂંડી નોંધ પાનું ૧૭

ઃ ૦૭૭૭૭૭૭૪××××૮ શ્રી ૧।

---

સાલ ૧૯૯૬ના માગસર વદ ૪ને વાર શનેઉ તા. ૩૦-૧૨-૩૯

જ

૨૦૦૦) દેસાઈ રણુછોડજી ગોવીંદજી અમલસાડવાળાને ખાતે જમા ખા. હૂંડી ૧ રૂા. ૨૦૦૦) ની દેસાઈ પરાગજી સુરભાઈ કુાં. ઉપરની લખી અમદાવાદથી શા. મોહનચંદ કરમચંદની શાખ્યા દેસાઈ દયાળજી નાનુભાઈ નંબર ૩૫૧ની તરતની શાહજોગ લખી મિતિ વદ ૨ ની સ્ટાંપવાળી.

પા. કલ્યાણજી વીઠ્ઠલભાઈ મુંબઈવાળાને મેળ

ઃ ૦૭૭૭૦૦૦૪××××૮ શ્રી ૧।

---

સાલ ૧૯૯૬ના માગસર વદ ૬ને વાર સોમ ત.. ૧-૧-૪૦

જ ઉ

૨૦૦૦) દેસાઈ રણુછોડજી ગોવીંદજી અમલસાડવાળાને ખાતે જમા વદ ૪ ખા. હૂંડી ૧ રૂા. ૨૦૦૦)ની દેસાઈ પરાગજી સુરભાઈ કુાં. ઉપરની હૂંડી નોં. પા. ૧૭ હા. નાનાભાઈ.

૧) શ્રી વ્યાજ ખાતે જમા હા. દેસાઈ પરાગજી સુરભાઈ કુાં.

૨૦૦૧)

# હુંડી સ્વીકારનાર

## હુંડી નોંધ પાનું ૨૧.

શ્રી ૧ા

**સાલ ૧૯૯૭ના માગસર વદ ૪ને વાર શનેઉ તા. ૩૦-૧૨-૩૯**

ઉ

૨૦૦૦) પા. કલ્યાણજી વિઠુલભાઇ ઠે. તાંબાકાંટા મારવાડી રામ નારાયણ બળદેવના માળામાં ત્રીજે દાદરે હૂંડી ૧ રૂા. ૨૦૦૦)ની લખી અમદાવાદથી શા. મોહનચંદ કરમચંદની રાખ્યા દેસાઈ દયાળજી નાનુભાઈ નંબર ૩૫૧ ની તરતની શાહજોગ લખી મિતિ માગસર વદ ૨ રો. પા. ૨૧૧.

**દેસાઈ પરાગજી સુરભાઇ કું૦ મુંબઈ.**

શ્રી ૧ા

**સાલ ૧૯૯૬ના માગસર વદ ૬ને વાર સોમ તા. ૧-૧-૪૦**

| જ | ઉ |
|---|---|
| ૨૦૦૦૧) શ્રી પુરાંત બાકી. | ૨૦૦૦) શા. મોહનદાસ કરમચંદ અમદાવાદવાળાના ખાતે ઉધાર માગસર વદ ૪ બા. હૂંડી ૧ રૂા. ૨૦૦૦)ની લખી તમારી હમારા ઉપરની રાખ્યા દેસાઇ દયાળજી નાનુભાઇ નંબર ૩૫૧ની તરતની શાહજોગ લખી મિતિ વદ ૨ ના નાણું પા. કલ્યાણજી વિઠુલભાઈને ભર્યાં હા. નાનાભાઈ. |
| | ૧) શ્રી વ્યાજ ખાતે ઉધાર હૂંડી રૂા. ૨૦૦૦) ના |
| ૨૦૦૧) | ૨૦૦૧) |

# ઉધાર હૂંડીઓના જમા ખર્ચ વિષે.

૧. હૂંડી લખનાર જેના ઉપર હૂંડી લખે તેને ખાતે જમા કરે અને જેને લખી આપે તેને ખાતે ઉધારે છે.

૨. હૂંડી રાખ્યાવાળો જેની પાસે લખાવે તેને ખાતે જમા કરે અને તે હૂંડી જેને બીડી મોકલે તેને ખાતર ઉધારે છે.

૩. હૂંડી વેચાણ કરનાર જેણે હૂંડી બીડી મોકલી હોય તેને ખાતે જમા કરે અને જેને વેચાણ આપે તેને ખાતે ઉધારે છે.

૪. હૂંડી વેચાણ લેનાર હૂંડી જેની પાસેથી વેચાણ લીધી હોય તેને ખાતે જમા કરે અને જેને બીડી મોકલી હોય તેને ખાતે ઉધારે છે.

૫. હૂંડી દેખાડ કરનાર જમા ખર્ચ નાંખતો નથી પણ હૂંડી નોંધમાં નોંધી રાખે છે. અને જ્યારે નાણું મળે; ત્યારે જેણે હૂંડી બીડી મોકલી હોય તેના ખાતે જમા કરે છે. જુઓ પાનું ૫૩.

૬. હૂંડી સ્વીકારનાર જમા ખર્ચ નાંખતો નથી પણ જેણે હૂંડી દેખાડ કરી હોય તેનું નામ, ઠામ, વિગત સાથે હુંડીનોંધમાં નોંધી લે છે અને નાણું જે દિવસે ભરે છે તે દિવસેજ લખનારને ખાતે ઉધારે છે. અને વ્યાજ આપલે કરે તે વ્યાજ ખાતે જમા ઉધાર કરે છે અને સામાવાળાને મિતિ દેખાડ થએલી લખે છે. જે ખરી મિતિ છે. તેજ ખતવાય છે એટલે દેશાવરવાળા સાથે મિતિ મળે છે. જુઓ પાનું ૫૪.

૭. રોકડી હૂંડીના નાણું આપે તો ઉધારે છે અને નાણું મળે તો જમા કરે છે.

૮. હૂંડીનો વટાવ જેને ગરજ (જરૂર) હોય તે આપે છે. અને પોતાની વતીની હૂંડી હોય તો વટાવ ખાતે કે હૂંડીઆમણ ખાતે લખે છે અને બીજાની વતીની હોય તો વટાવ તેમના ખાતે લખે છે.

૯. મિતિ વિષે–દેશાવરવાળા સાથે મિતિ મળી રહે તે ધ્યાન રાખી એક બીજાની મળી રહે તેજ લખે છે. અને ખતવે છે.

# લોન, શેર, ચેક, બેંક, પોસ્ટ વગેરેની વધુ સમજ

**લોન**—સરકાર કે અર્ધ સરકારને નાણાંની જ્યારે જ્યારે પડે છે. ત્યારે ત્યારે લોન કાઢે છે. એમાં પાકેજ નહિ એવી (વગર મુદ્દતી) બીજી લાંબી મુદ્દતે પાકે અને ટુંક મુદ્દતમાં પાકે એવી હોય છે. કે જેના વ્યાજનો દર બાંધેલો હોય છે તે વ્યાજ દર છ, છ, મહિને મળી જાય છે, કે જેનો ઘર બેઠાં ચેક ઈમ્પીરીયલ બેંક ઉપરનો મળી જાય છે. એ લોન પછી પાછાં સરકારને વધુ નાણાંની જરૂર પડે તો **ડીબેન્ચર** કે **બોન્ડ** કાઢે છે. તે પણ વ્યાજનો દર અને મુદ્દત પાકવાની બાંધેલી હોય છે. અને વ્યાજ તો લોન માફક મળતુંજ રહે છે.

**શેર**—કોઈ પણ ધંધા (વેપાર)માં ભાગીદાર થવું. કોઇ ધંધો મિલ, જીન; ખનીજ પદાર્થોની ખાણો, ડેરી, ચાહના બગીચા, ઇલેકટ્રીક, રેલ્વે, ટ્રામ વગેરેનો ઉદ્યોગ કરવા પૈસાદારો અને તેના નિષ્ણાંતો (અનુભવીઓ) મળી ધારાધોરણ નક્કી કરી તે ધારાધોરણ પ્રમાણે ચાલવા બંધાઈ સરકારમાં રજિસ્ટર કરાવી અમુક લિમિટેડ કુાં૦ ના નામથી ધંધો ચાલુ કરે છે. અને જેમ વધુ નફો કરે શેરના ભાવો વધે છે. ખોટ આવે ત્યારે ભાવ ઉતરતા જાય છે. વ્યાજ જેમ નફો વધારે કરે તેમ વધુ અને ખોટ આવે ત્યારે ઓછું વ્યાજ વ્હેંચે છે. પણ પ્રેફરન્સ શેરનું વ્યાજ નક્કી કરેલું હોય તે તેઓને પ્રથમ વ્હેંચે છે.

**ચેક**—વેપારીઓ કે શરાફો ચિઠ્ઠી કે હૂંડી લખે છે, અને તેના નાણાંની લેવડદેવડ થાય છે. તેમ બેંકો ચેક મારફતે કરે છે. **ચેક ક્રોસ** કે જેના નાણાં ખાતામાં ખાતેદારનેજ મજરે આપે છે. **ચેક બેરર** કે જેના નાણાંઓળખ લીધા સિવાય જે જાય તેને સહી કરે મળી જાય છે. **ચેક ઓર્ડર** કે જેનાં નાણાં પાકી ઓળખ આપવાથીજ મળે છે. **ડીફર્ડ ચેક** (ડયુડેઈટ) એટલે અમુક

તારીખ રહી નાણાં મળે છે. એજ પ્રમાણે હુંડીઓમાં પણ હોય છે. પણ કંઈક ધારાધોરણ નાણાં આપવા લેવામાં હોય છે.

**બેંક**—શરાફની માફક રૂા. વ્યાજે લેવા આપવા અને હુંડીપત્રની માફક ચેક વગેરે આપવા લેવાનો ધંધો કરે છે. બેંકના ધારાધોરણ બાંધેલા હોય છે તેજ પ્રમાણે તે ચાલે છે અને શરાફોના કોઈ ધારાધોરણ બાંધેલા હોતા નથી. એટલે ઘરાક જોઇ મરજી પ્રમાણે એકમેકને પાલવે તેમ આપલે કરે છે.

**પોસ્ટ**—બેંકની માફકજ ધારાધોરણ બાંધેલા હોય છે તેજ પ્રમાણે વ્યાજે આપલે કરે છે. અને કેટલીક બાબતના ધારાધોરણમાં સરકાર તરફથી બંધાયેલી હોય છે. તેજ પ્રમાણે તે કામકાજ કરે જાય છે. પણ એ ખાતું સરકારથી અલગ છે.

**ટીપ—ચેક-સીસ્ટમ** (રિવાજ) બાર વાગ્યાની અંદર ભરો તો તે દિવસ મજરે આપે છે, અને બાર વાગ્યા પછી ભરો તો બીજો દિવસ મજરે આપે છે; **ચેક**ના નાણાં જેને લખી આપ્યો તેને પાછાં નાણાં આપવા બંધાયલો હોય છે; ચેક એ દસ્તાવેજ જેવોજ છે. **બેંકો** એ અનેક અનેક ખાતે આપલે કરે છે, કરન્ટ, સેવીંગ, ફીકસ-ડીપોઝીટ, કેશ-સર્ટીફીકેટ, બોન્ડ, ઓવર ડ્રાફ્ટ, સેઇફ ડીપોઝીટ વોલ્ટ વગેરે અનેક ખાતે આપલે કરે છે.

**શેર**—પ્રેફરન્સ, ઓરડીનરી, ડીફર્ડ વગેરે હોય છે. તેમાં પ્રથમ હક્ક પ્રેફરન્સ પછી ઓરડીનરી અને છેવટે ડીફર્ડનો હોય છે.

**ઓવર ડ્રાફ્ટ**—ઉછીના પૈસા લઈ સ્વીકારવા બાબત.

**કેશ-સર્ટીફીકેટ**—અમુક મુદતે રોકડા આપવાની નોટ.

**સેઇફ ડીપોઝીટ વોલ્ટ**—ભાડું આપી ખાનુ વગેરે લેવું.

**પ્રોબેએઇટ**—સરકાર તરફથી દાખલો ખરૂં છે. વીલ, મરણનો દાખલો, માણસનો જન્મનો દાખલો, દસ્તાવેજ વગેરેનો લેવો તે.

**સીકયુરીટીઝ**—સહીસલામતી માટે જે બાંહેધરી લેવામાં આવે છે તે.

**સેવીંગ**—અમુક મુદ્દત અમુક શરતેના અનામત **ફીકસ ડીપોઝીટ** અમુક મુદ્દત સુધીનાંજ.

**સ્ટેંપ**—ટિકિટ કે કાગળ સરકાર તરફથી છપાએલા હોય છે. કે જે પોસ્ટ માટેના અને પ્રજા માટેના હોય છે. તે ઉપર લખાએલું લખાણુ લખવા ધારાધોરણુ બાંધેલા સરકાર તરફથી હોય છે. જે થોડી થોડી મુદ્દતે ફરતાજ રહે છે. માટે જાણુકારને પૂછી માહિતગાર થવું પણુ ઠરાવથી ઓછો હોય તે. દશ પટ વધારો આપી પૂરો કરવો પડે છે.

**ડ્રાફ્ટ**—બેંક પોતે પોતાની બેંક કે શાખા ઉપર જે લખી આપે છે તે.

# સાંકળિયાંની સમજૂતી

સાંકળિયાંને કેટલાક અનુક્રમણિકા પણુ કહે છે. અને અંગ્રેજીમાં ઇનડેક્ષ કહે છે. મોટી મોટી બેંકો મોટા મોટા વેપારીઓને એ વગર ચાલેજ નહિ. એનાથી અજાણ્યાને ઝટ ખાતું મળી શકે છે. માણુસોના ખાતાં અક્ષર ઉપરથી હાલમાં ઘણુાજ સાંકળિયાં રાખે છે. બહાર ગામડાં, મોટાં મોટાં શહેરોમાં, લત્તાવાર કે ગામવાર ખાતાંઓ રાખે છે. અને બેંકો જેવીને વિશેષ ખાતાંઓ એક અક્ષર પર હોય છે. તો ક, કા, કિ, કી, કુ વગેરે એક અક્ષરના એકથી બાર વિશેષ પાનાને ક ૧-૨-૩-૪-૫-૬ એમ નંબર આપે છે. એટલે બેંક જેવાઓને સાંકળિયા માટે એવો રિવાજ રાખવો પડે છે, જેમને જેવી અનુકુળતા તે પ્રમાણે આસામીઓના ખાતાંઓનું સાંકળિયું રાખે છે. પછી અમુક પાનાથી માલ ખાતાંઓ વિશેષ હોય તો ક, કા, વળી ઉપર કે ક, કા, વળીના આધારે રાખે છે. પછી અમુક પાનાથી ખર્ચ ખાતાંઓ રાખે છે. ત્યાર પછી બહારગામવાળા કે દેશાવરવાળાઓ અનક્રમવાર. રેલ્વે લાઇનવાર. કે ક. કા. વળી ઉપર અને

પછી મહેતાજીઓ, મુકાદમો, દલાલો, વગેરેનો અમુક અમુક પાના અને છેવટે જોડાણ ખાતાંઓનો ભાગ જોડાણ ખાતાં એટલે એક ખાતું પાડયું છે. અને તેમા લેવડ-દેવડના વહીવટ પ્રમાણે જગ્યા રાખી બીજું ખાતું પાડે છે. પાડેલાં ખાતાંની જગ્યા પુરી થઇ જાય અને હજી ખતવાની જગ્યા જોઇએ તે રહે નહિ. (હોય નહિ) ત્યારે જોડાણ ખાતાંઓના લત્તામાં જુના ખાતાંના સરવાળા લઈ આગળ બાકી રહેલું ખત-વવાનું તે ખતવે છે. બેંકોને, કરંટ (ચાલુ) ખાતાં, સેવીંગ ખાતાં, ફીકસ–ડીપોઝીટ ખાતાં, કેશ–સર્ટિફીકેટ, ખાતાં શેર ખાતાં, લોન ખાતાં વગેરેના લત્તાવાર ક, કા વળી કે ક, કા વળીના નંબર ૧, ૨, ૩ વગેરે પ્રમાણે મોટી મોટી બેંકો, રેલવે સરકાર, મોટા શરાફ, મોટા વેપારીઓ જેમને જેવી અનુકૂળતા તે પ્રમાણે રાખે છે. માટે જેમને જેવું કામકાજનો વહીવટ તેઓને જેવી પોતાની અનુકૂળતા તેઓ તે પ્રમાણે રાખે છે.



# ખાતાંઓની સમજૂતી

**શ્રી સ્વખાતુ, શ્રી મૂડીખાતુ, શ્રી ભંડોળખાતુ** કે **દુકાનખાતુ** એ હવે કોઈકજ રાખે છે. હવે જુનો જમાનો નથી. ખરા માલિકને બદલે બીજો મહેતાજી કે કામ કરનાર સગો વગેરે થઇ શકે છે. હવે દુનિયા ભોળી કે કાચી નથી. માટે એ ખાતેના રૂપીઆ પોતાના નામેજ જમે કરે છે. **શ્રી ખાતે, શાહ ખાતે** કે **લીટી ખાતે** એ એકજ માણુસ કે જેનું નામ દુકાનના કામ કરનારને જણાવવું નહિ હોય તેને માટે રાખે છે. પણ ઈન્કમ ટેક્ષ કે સરકાર પૂછે ત્યારે બતાવવું પડે છે અને તે ખાતાંની તેઓ વધુ તપાસ રાખે છે. અને યાદી પણ કરી રાખે છે. તે સામાને ત્યાંની તપાસ કરે, ત્યારે ત્યાં તે પ્રમાણેજ છે કે કેમ તે તપાસે છે. અને તે પ્રમાણે બાકી નહિ મળે તો ચોપડા ખોટા ઠેરવે છે. વેપારીઓની ચોરી પકડવા ઘણીજ તપાસ રાખે છે. જેથી હવે એવાં છુપાં ખાતાંઓ રાખતા નથી. બેંકોની માફક સત્ય કામકાજ (સાચું નામું) લખતા થઈ ગયા છે. પછી કોઈ રાખે તો માલિકના કોઇ માલિક નથી.

**શ્રી મેળ ખાતે, વિગત ખાતે** કે **શ્રી બાબત ખાતે** એટલે બે પાંચ ખાતે ઉધાર કે જમા કરવા હોય તે બધાં ખાતાંઓની બાબત એકજ હોય તો તે એકજ બાબત બે પાંચ ખાતેમાં ગૂંચવાડો ન થાય. અને સરળતા અને ટુંક લખાણમાં લખાઈ જવા સારૂં એ ત્રણમાંથી ગમે તે ખાતે જમા કે ઉધાર કરી વિગત લખી પેટાંમાં ખાતેવાર જમા કે ઉધારે છે. પણ યાદ રાખવું કે તે **શ્રી મેળ ખાતે**ની રકમ ખતવવામાં આવતી નથી પણ પેટાંમાંની બે પાંચ ખાતે ઉધાર કે જમા હોય તે ખતવાય છે.

**ઉપલક કે ઉપર ટપકે**ની રકમો માટે મોટા શરાફો, મોટા વેપારીઓ વગેરેને ત્યાં મહેતાજીઓ બજારમાં જાય ત્યારે માલ ખરીદ કે માલ ઉતારવા ચઢાવવા વગેરેના ખર્ચ માટે રૂપીઆ

લઇ જાય ત્યારે રોજેરોજનું ઉપલકીયું જુદું હોય તેમાં લખી લે છે. અને તે લઈ ગએલા રૂપીઆનો હિસાબ આપે છે ત્યારે ઉપલક રૂપીઆ પર ચોકડી મૂકે છે અને જે જે ખાતે ઉધારવા હોય તે તે ખાતે ઉધારે છે. એ પ્રમાણે ઉપલેકિયું જુદુંજ રાખે છે, તેનો સરવાળો **શ્રી જણુસ બાકીમાં** નોટ, રોકડા, ઉપલેક, પરચૂરણ વગેરેમાં લખાય છે.

**અનામત ખાતે** એટલે કોઇ વગર બ્યાજુ રૂા. મૂકી જાય તે એ ખાતે જમા કરે છે. પણ હવે જુનો જમાનો નથી માટે તેઓ પોતાના નામે જમે કરાવે છે. કોઈ નોટ મળે, રૂા. જડે કે ચોરીની નોટ રૂા. ૧૦૦૦) ની રૂા. ૧૦) માં લે અને માલ આપે તો વધારાના રૂા. ૯૦) એ ખાતે જમા રાખે છે. અને ઘરાકની ભીડમાં ગલ્લામાં નાંખી. રૂા. ૧૦) ની જાણી પણ રાત્રે સિલક વખતે રૂા. ૯૦) વધ્યા તે એ ખાતે લખે છે અને સરકારે ચોરી પકડાય ત્યારે એ ખાતે ઉધારી આપી દે છે અને ચોરને મદદ કરવાના ગુન્હામાંથી મુક્ત થાય છે. કોઇ આડતિયો મૂકવા આપે તો તે એ ખાતે જમા કરે છે અને પાછા લે ત્યારે એ ખાતે ઉધારે છે. વગેરે કાયદેસર અને ચોકસાઇથી નામું લખવું જોઇએ.

**શ્રી સિલક વધઘટ** ખાતે મેળ મેળવતાં વધઘટે ઘણું ઘણું યાદ કરવા છતાં કોઈ રકમ ભૂલથી લખવા રહી ગએલી હોય તે રકમ એ ખાતે લખાય છે માટે નામું લખવાની બાંધણી નામું લખતી વખતે શું શું બાબતો યાદ કરી લખવી. તો પાનું ૨ કલમ ૬ ધ્યાન રાખવી.

**શ્રી ખર્ચ** ખાતું એટલે દુકાન અંગેનો ખર્ચ તેજ ખર્ચ ખાતે લખવો બાકી માલને અંગેનો ખર્ચ તે માલ ખરીદ ખાતે કે દરેક દરેક માલ ખાતાંઓ જુદાં હોય તો તે જે તે ખાતેનો ખર્ચ તે તે ખાંડ, ચોખા, ઘઉં, વગેરે ખાતે લખવા.

**શ્રી માલ ખરીદ વકરા ખાતું** એટલે જે જે વેપારીઓ કરિયાણા, ગાંધી, કટલરી, કાપડિયા, લોઢાંવાળા, શાકભાજીવાળા, હોટલ-વાળા, વગેરે જેને જેને દરેક ખાતાંઓ જુદાં રાખતાં પાલવી શકે નહિ તેઓજ એ ખાતું રાખે છે. ખરીદ ખર્ચ થાય તે એ ખાતે ઉધારે છે, અને વકરો થાય તે એ ખાતે જમા કરે છે.

**વટાવ**—ખાતું એ ખાતે માલમાંથી વેપારીઓના ધારા મુજબ જે કાપી આપવો અને લેવો તે એ ખાતે લખાય છે. નફો કે ખોટ લખાય છે. કરકસર, છૂટછાટ આપીએ લઈએ તે લખાય છે. વરસ આખરે આખી દુકાનના ખાતાંઓનો વધારો ઘટાડો એ ખાતે લખવામાં આવે છે. દુકાને શું પેદા કર્યું કે ગુમાવ્યું તો એ ખાતેથી શેઠને (માલિક) ખાતે અથવા ભાગીદારો હોય તે તેઓના ખાતે લઈ જવામાં આવે છે.

**શ્રી સરંજામ ખાતુ**—એટલે ફરનીચર દુકાનને અંગે લેવામાં આવે તે એ ખાતે લખાય છે. અને ખર્ચ ખાતે હવે કોઇકજ લખે છે એ ખાતું જુદું રાખવાથી કે જે દવાવાળા, ઘડિયાંલી, ઑફિસવાળાઓ, પેઢીવાળાઓ વગેરેને એ ખાતેની મોટી રકમ હોય એટલે ઘસારો આવકમાંથી મજરે મળે છે.

**વ્યાજ ખાતુ**—એટલે રૂપીઆ આપવા લેવા તે ઉપર જે વધારો આપવા લેવામાં આવે છે તે.

**શ્રી ધર્માદા ખાતે**—મોટ મોટા વેપારીઓ કમીશન એજન્ટો માલ વેચે દેશાવર મોકલે તેઓ પાસેથી જે એ બાબતના (ધર્માદાના) કાપી લે છે તે જમે કરે છે અને ખરચે છે (આપે છે) તે એ ખાતે (ઉધારે છે) લખવામાં આવે છે.

**શ્રી વેપારના સિલક માલ ખાતુ**—એટલે વરસ આખરે રહેલો માલ (વેચતાં) બજાર ભાવે કે પડતર કિંમતે એ ખાતે ઉધારી વકરા ખાતે જમા કરે છે. એટલે ખરીદ વકરામાં નફો

ખોટ માલમ પડે છે અને એ માલ ખાતેની બાકી નવી ખાતા-વહીએ ચઢે છે. અને કારતક સુદ ૧ મે માંડી વળાય છે જુઓ જમાખર્ચી મેળ પાને ૮૨ અને ફાગણુ સુદ ૨ પાને ૮૫.

**દલાલી**—એટલે જે માલ આપવા લેવામાં મદદ કરે છે. ભાવતાલ ઠેરવી આપે છે તે બદલ જે તેને હક્ક આપવામાં આવે છે તેને ફુટકિયા દલાલી કે જે માલ સોદાનો જોખમદાર નથી હોતો તેજ દલાલી ખાતે લખાય છે બાકી જોખમદાર હોય તે જે દલાલી લે છે તેને દલાલી નહિ પણ હકસાઈ કહે છે. સટ્ટાવાળાઓ હકસાઈ નહિ પણ દલાલીજ કહે છે. જેને જેવો રિવાજ તે પ્રમાણે જમે ઉધાર કરે છે.

**હકસાઈ ખાતુ**—માલ મોકલવો, કોઈનો વેચાવા આવે તેને વેચવો વગેરે કામ કરવા બદલી જે હકક લેવામાં આવે છે તે.

**ભાડા ખાતુ, પગાર ખાતુ, મજુરી ખાતુ, ટપાલ ખર્ચ ખાતુ, ભોજન ખર્ચ ખાતુ**—વગેરે વગેરે જેને જેવાં કામની અનુકૂળતા (જરૂર) તે પ્રમાણે તેઓ રાખે છે કે જેનો અર્થ ખાતામાંજ આવી જાય છે. વળી માલના પણ જુદા જુદા ખાતાંઓ **શ્રી ચોખા, શ્રી ખાંડ, શ્રી ઘઉં, શ્રી ચાંદી, શ્રીહેમ** વગેરે વગેરે ખાતાંઓ મોટા મોટા વેપારીઓ પોતાના વેપારની અનુકૂળતા તે પ્રમાણે રાખી ખાતેવાર જમા ઉધાર કરે છે. અને જેનો તેનો ખર્ચ તે જે તે ખાતે ખર્ચ નફો ટોટો જોવા માટે લખે છે તેમ દુકાનનું પણ સમજવું ભાગીદારો હોય તો તે **ઘરખર્ચ, ચાંલ્લા ખાતુ, દાગીના ખાતુ, સ્વભંડોળ ખાતુ,**

**શાહ ખાતુ, બીટી ખાતુ, મૂડી ખાતુ, ભંડોળ ખાતુ** વગેરે અનેકાઅનેક ખીચડી જેવાં ખાતાંઓ વેપારીઓ રાખતા નથી માટે પ્રથમ જે ખાતાંઓની સમજમાં લખ્યું છે તે ધ્યાન રાખવું તોજ ખરૂં શું અને ખોટું શું તે જણાય છે.

**પેકીંગ ખર્ચ**—માં ઝળાઈ કે બંધાઇ, વીમો, મારફત, ભાડું જગાત, નુર, મપાઇ કે તોલાઈ, ભરાઇ શીચાઈ, પાટીઆં ખોખું, કોથળા, લોઢાંની પટી વગેરે હોય છે તે જેને જેવી અનુકૂળતા તે પ્રમાણે ખાતાંઓ રાખે છે અને વરસ આખરે તે ખાતાંઓ માંડી વાળે છે.

કાચા માલ ઉપરથી પાકો માલ બનાવનાર, જરીવાળા, વણાટવાળા, સાબુ, વગેરે કારખાનાવાળાઓ જુદાં જુદાં ખાતાંઓ રંગ, સુતર, રેશમ, સાળ (સાંચા) કારીગર, મજુર વગેરે વગેરે જેમને જેવી અનુકૂળતા તે પ્રમાણે ખાતાંઓ રાખે છે અને પછી ખરીદ વકરા ખાતે માંડી વાળે છે. તેમજ મહેતાજી, નોકર, ગાડી, બળદ કે ઘોડાગાડી કે મોટર વગેરે વખાર ભાડું વગેરે જે જે ખાતાંઓ રાખવા ઘટે છે. તે રાખે છે અને વરસ આખરે ખરીદ ખાતે માંડી વાળે છે. લેણામાં આસામી ખાધ, સાંચા મશીનમાં મશીન ઘસારો ઓફીસ અંગે સરસામાન (ફરનીચર) વગેરેની ખાધ કાઢવામાં આવે છે કે જે દર સાલ અનામત તરીકે રાખવામાં આવે છે, અને તેમાંથી ભાંગે તુટે તે લેવામાં આવે છે. રકમ મોટી થાય અને નવું મશીન થોડી કિંમતનું લેવું હોય તો તે પણ તેજ ખાતેથી લે છે અને ભારે કિંમતનું મશીન નવું લે તો તે મશીન ખાતે ઉધારે છે. માટે ઘણાંજ વિચાર કરી નામા લખાય છે. માટે સ્કૂલ માસ્તરો વગેરે બીન અનુભવીના નામાના ઢબ સિવાય છપાએલાં નામા ફાયદાકારક થવાને બદલે નુકશાન કર્ત્તા છે કે વેપાર, આડતમાં વળતર, (લટાવ,) બારદાન, તોલ, મુદ્દત અને ખર્ચ કસર અને ભાવ કસર

અને સામ સામે હિસાબ સમજે ત્યારે ઘણી ઘણી જાતની કસરો હુકસાઈ, ટપાલ ખર્ચ, હૂંડીઆમણ, વટાવ વગેરે લેવા આપવાનો હોય છે, અને તેના જમાખર્ચો અને મોટી મોટી પેઢીઓમાં ઘણા ઘણા માણસો દેશાવર માલ ખરીદ માટે જાય છે. રૂા. અત્રેથી લે છે. ત્યાં આડતિયા પાસે લે છે. હૂંડી લખે છે. ખર્ચો કરે છે અને તે બધો હિસાબનો ચોડો (થોકડો) પેઢીમાં આપે છે. તેનાં નામા માંડવાં બીજી પેઢીઓ, દુકાનો, મીલ, જીન વગેરેના નામા માંડવાં. સરવાયાં કાચાંપાકાં કાઢવાં મેળવવાં જમા-ખર્ચો મેળ કરવા વગેરે. ઝીણવટથી વેપારમાં નામા લખવાનું કામ કરવાનું શીખવવામાં આવે તો ભારે જન સેવા થઈ શકે છે.

બાકી તો ઓડનું ચોડ કરેલાં (ભૂલોથી ભરેલાં) નામા શિખવવાથી ભારે નુકસાન કર્ત્તા ઉગતી પ્રજા ઉપર કરી શકે છે.

**લોન ખાતુ**—કોઇપણ જાતની લોન લે અથવા વેચે તો ખર્ચ સાથે એજ ખાતે લખે છે. વ્યાજ આવે એજ ખાતે જમા ખર્ચ નાંખી. એ (ખાતે ઉધારી વ્યાજ ખાતે જમા કરે છે.) અને ચેકના રોકડા આવે તે એજ ખાતે જમા કરે છે. અથવા રોકડા મળે. વ્યાજ ખાતેજ જમા કરે છે. પણ હવાલો માણસ માફક નાંખવામાં આવે તો ઘણુંજ સારૂં કે ખાતાંમાં જમે ઉધાર દેખાય છે. એટલે વ્યાજ આવેલું નક્કી લોન ખાતાં ઉપરથીજ માલમ પડે છે.

**શેર ખાતુ**—એ પણ લોનની માફકજ રાખવાથી અને વ્યાજ અને શેર ખરીદ વકરાની લેવડદેવડ કરે તેનું નામું માંડવું કે વ્યાજ અને શું પેદા કર્યું કે ગુમાવ્યું તે માલમ પડે છે.

**ભાડા ખાતુ**—જેમને વધારે મકાનો હોય તે દરેકે દરેક મકાનનાં ખતાંઓ રાખી ભાડું જમે કરવું, ખર્ચ ઉધારવો એમ રાખવાથી દરેક દરેક ખાતેનું બરોબર માલમ પડે તેમ નામું માડવું

વિશેષ સારૂં છે. વળી વેપારીઓને પાંચ દશ વખારો હોય તો તે દરેક દરેકનાં ખાતાં રાખવાં, અને પછી છેવટે નફા ખોટ (વટાવ) ખાતે લઈ જવાં.

**કેશ સર્ટિફીકેટ ખાતુ**—એ ખાતે ખરીદીએ અથવા વેચીએ તો એ ખાતેજ જમે ઉધાર લખ્યા જવું અને બાકી વધારો ઘટારો હોય તેનો હુવાલો વટાવ ખાતે લઇ જવો અથવા બાકી ખેંચવી એ જેમને જેવી મરજી હોય તે પ્રમાણે તે લખે જાય છે. (રાખે છે.)

ટીપઃ—હમારા ગુજરાતી વેપારી તથા શરાફ વગેરે ભાઈઓ બૅંક અથવા લિમિટેડ કુંનની માફક ધારાધોરણ બાંધી કામકાજ કરે અને નામું લખે તો ઘણીજ સારી રીતે કાચાં પાકાં સરવાયાં ખરો નફો કે ખોટ માલમ પડે અને વળી બીજું બૅંક કે લિમિટેડ કુંન તુરતા તુરત વરસ આખરે સરવાયું કાઢી નફો નુકસાન બહાર પાડે છે. તેનું કારણ કે જેટલા જેટલા માણસોની જરૂર તે પ્રમાણે માણસો પગારદાર રાખે છે. કે જેમને જે કામ કરવા આપેલું હોય તે બરોબર તૈયાર રોજેરોજ રાખ્યા જાય છે ત્યારે હમારા વેપારી ભાઇઓ પાંચ માણસનું કામ એક માણસથી લે છે. અને બીજાં અનેકા અનેક કામ સોંપ્યું હોય તે સિવાય કરાવે છે. એટલે કામ પૂરેપૂરૂં થઇ શકતું નથી. અરે પાકું નામું ચોમાસામાં કરે છે. ખતવે છે. વ્યાજ ગણે છે. સામસામે હિસાબ નવા વરસ પછી ફાવે ત્યારે સમજે છે. એટલે એ પણ એક રિવાજ ખરાબ છે કે જે લિમિટેડ કુંનઓ કે બૅંકોમાં એવી રીતે ચલવી શકેજ નહિ. તે રિવાજ હજી ચાલ્યાજ કરે છે. તો એ બાબતમાં સુધારો ખાસ કરવાની જરૂર છે અને નિતિ નિયમે દરેક માણસો મારફતે કામ કરાવવાની જરૂર છે. એવી હમારા વેપારી ભાઈ-ઓને ખાસ વિનંતિ છે કે જેથી નવા બેસતા વરસે જુના વરસમાં શું પેદા કર્યું કે ગુમાવ્યું તે ખબર પડી જાય કે

જેથી નવા વરસમાં કયુ' કામ કરવું અને કયુ' કામ ઘટાડવુ' વગેરેની સમજ પડે. વળી કોને કોને ધીરવા કોને કોને ન ધીરવા વગેરે ઘણુંજ ધ્યાનથી કામ કરવા સમજ પડે. વળી ખર્ચ પણ શું વધારવો કે ઘટાડવો તે પણ માલમ પડે છે.

# મેળોની સમજુતી વિષે

**ટીપ**—કોરા ચોપડાના પ્રથમ પાને ચોપડાની પૂજા કરવી. પછી ચોપડાના પાના લખી જવાં. પહેલે પાને મેગ દોરો કે બાંધો એટલે વચ્ચોવચ્ચ "શ્રી ૧।" ડાબી બાજુએ "નિશાની" પછી એક સળ મૂકી સાત સળમાં એકવડી લીટી દોરી સાલ, મિતિ, વાર, તારીખ લખવી, અને ગયા દિવસની સિલક લખવી. જો નવી દુકાન અથવા નવુ'જ નામુ' શરૂ કરવુંહોય તો રોકડા શેઠના ખાતે જમા કરવા. ગયા દિવસની સિલક નથી માટે ૦) ૧। શ્રી ગણેશાય નમઃ કરી લખવા એટલે ઇશ્વરની પ્રાર્થના છે કે હમારી લક્ષ્મી સવા ગણી કરો. ઘણાજ વેપારીઓ બેસતા વર્ષે પ્રથમ લખે છે. પછી શ્રી પુરાંત કરી લખે છે. જે સવાલની એક વાર સમજૂતી આવી હોય તે બીજા મનોયત્નમાં ફરીથી આવશે નહિ. માટે ખૂબ ધ્યાન રાખી મનન કરવુ'. પાને ૨૫ મે જવાબ છે. તે પાકો મેળ છે. પણ તમારે તો કાચો (ટાંચણ કે ટિપ્પણ) સવાલ ઉપરથી કરવાનો છે. તો તમારે તો સવાલ વાંચવો અને કાચા મેળમાં જવાબ કરવો. તો કલમ ૬ પાને ૨ છે. તે યાદ કરી કલમ ૧૮ અને ૧૯ નમૂનો નંબર ૫-૬ પાને ૬-૭ છે તે સમજી કરવો. કાચા મેળ ઉપરથી પાકો મેળ કરવો ખાતાવહીનું સાંકળિયુ' કરી ખાતાં પાડી ખતવવુ'. અને ત્રણ ત્રણ કે છ છ મહિને કાચુ' સરવાયુ' કાઢવુ' પછી વરસ આખરે જમા ખર્ચી મેળ કરવો ખતવવો અને પાકુ' સરવાયું કાઢી જુને ચોપડેની બાકી નવે ચોપડે નવી સાલમાં ચઢાવવી. વટાવ ખાતે જમા કે ઉધાર વિગત લખવી નહિ. વેપારી ધારા મુજબ કારણકે લખાણ મેળનું વધી જાય અનેક બાબત ઝીણી ઝીણી લખવાનો રિવાજ નથી.

# સમજૂતી મનોયત્ન ૧ થી ૧૮ સુધીની

**સવાલ ૧-( પાનું ૧૭૪. મેળની ટીપ ખૂબ ધ્યાન રાખી લખવું.)** શેઠે રોકડા કાઢયા તેના માલિક તેઓ છે. તેમના નામે જમે કરવા કારણકે મૂડી ખાતે, સ્વભંડોળ ખાતે, કે દુકાન ખાતે જમા કરવાથી અકસ્માત વખતે ઘણીજ આફતો આવે છે. જેથી હવે અસલ જુના જમાના માફક કરવાનો રિવાજ નથી. **સ. ૨**-આજ પહેલાંનું દેવું છે તે દેવાદારોને ખાતે જમા કરી (જે મિતિના હોય તે મિતિવાર) દેવું શેઠ આપવાનાછે માટે શેઠના ખાતે ઉધાર છે. **સ. ૩**-લેણું જેની જેની પાસે છે તે દરેક દરેકના ખાતે મિતિવાર ઉધારી માલિક (લેવાના) શેઠ માટે શેઠના ખાતે જમા કરવા. એજ પ્રમાણે માલ, મિલકત, શેર, લોન, દર દાગીના વગેરે હોય તેના ખાતેવાર ઉધારી શેઠના ખાતે જમા કરવા જુઓ મહેતાજી ભાગ ૨ જો. **સવાલ. ૪**, દુકાન અંગેનો ખર્ચ છે. માટે તે ખર્ચ ખાતે ઉધાર છે. **સ. ૫.** ફરનીચરને સરંજામ (સર સામાન) કહે છે. માટે એ રકમ ખર્ચ ખાતે લખે તો ખોટું નથી. પણ બે વરસે, ચાર વરસે, દુકાનમાં શું શું સામાન છે. તે પૂછે તો જવાબ ખર્ચ ખાતેથી તારવી કાઢતાં વાર લાગે એટલે એ ખાતું હોય છે. આજે વેપારીઓ રાખે છે. વળી ઇનકમમાંથી એનો ઘસારો મજરે મળે છે એટલે સરંજામ ખાતે ઉધાર્યા છે. **સ. ૬.**-દુકાન અંગેનો ખર્ચ માટે ખર્ચ ખાતે ઉધાર છે. **સ. ૭**-વેપાર માટે ઉધાર ખાંડનો દાગીનો લાવ્યા માટે શેઠ નુરમામદને ખાતે જમા કરી આપણે પરચૂરણ માલના વેપારી છીએ. એટલે દરેક ખાતાંઓ માલનાં રાખતાં પાલવે નહિ માટે માલ ખરીદ અને માલ વકરો એકજ ખાતું છે. માટે માલ ખરીદ ખાતે ઉધાર દરેક માલ ખાતાંઓ માટે નામાનો મહેતાજી ભાગ ૨ જો. જુઓ. **સ. ૮**-રોકડેથી ચોખા વેપાર માટે લીધા માલ ખરીદ ખાતે ઉધાર પૂરા ભાવ પ્રમાણે (બિલ પ્રમાણે) તેમાંથી જે વટાવ

(વળતર) કાપી રૂા. આપ્યા. વેપારી ધારા મુજબ તે વટાવ ખાતે જમા છે. સ. ૯-બૅંકમાં મૂકયા (ધીર્યા) માટે બૅંક ખાતે ઉધાર છે. સ. ૧૦-રોકડ વકરો એ શ્રી માલ વકરા ખાતે જમા કર્યા છે. કાચામાં જેમ જેમ માલ રોકડ વેચાએલો તે આંકડા અને માલનું નામ લખી રાખેલું હોવું જોઇએ તેનો સરવાળો કરી માથે ચઢાવી દેવા. જુઓ કાચોમેળ પાનું. ૧૧૪-૧૧૫ નમૂનો નંબર ૫૦. તે રોકડો વકરો જણાવ્યો છે, એ યાદ રાખવું. સ. ૧૧-મેળ બંધ કરો, એટલે જુઓ કલમ ૧૧ પાનું ૫ અને જુઓ નમૂનો નંબર ૫. પાનું ૧૧૪-૧૧૫ અને પાકો મેળ નમૂનો નંબર ૬ પાનું ૧૧૫.

## મનોયત્ન ૨ જાની સમજૂતી (માહિતી)

**ટીપ:**—મેળની સમજૂતી પાને ૧૭૪ની ખૂબ મનન કરી લખવું.

**સ. ૧**—મેળ બાંધો (દોરો) જુઓ કલમ ૧૦ પાનું. ૫. **સ.** ૨-નોટના રોકડા આપ્યા તેમાં જે વધારો મળ્યો તે વટાવ ખાતે જમા. **સ.** ૩-રોકડેથી માલ લીધો તેમાં બીલ મુજબ માલ ખરીદ ખાતે ઉધાર અને વેપારી ધારા મુજબ વટાવ કાપી લીધો તે વટાવ ખાતે જમા. **સ.** ૪-ઉધાર માલ આપ્યો માટે જેને આપ્યો તેના ખાતે ઉધાર અને માલના વકરા ખાતે જમા **સ.** ૬-માલને અંગેનું ગાલ્લીનું ભાડું આપ્યું તે માલ ખરીદ ખાતે ઉધાર. **સ.** ૯-ઉમાકાન્ત વ્યાજે મૂકી ગયા માટે તેમના ખાતે જમા. **સ.** ૧૦-વલ્લભભાઈને ધીર્યા માટે તેમના ખાતે ઉધાર અને વટાવ કાપી લીધો તે વટાવ ખાતે જમા કરવા.

## મનોત્ન ૩ જાની સમજૂની

**ટીપ:**—પાને ૧૭૪ની ટીપ યાદ કરી લખવું.

**સ.** ૨-માલ મંગાવવા તાર કર્યો માટે માલ ખરીદ ખાતે ઉધાર છે. **સ.** ૩-માલ પેટે અથવા બાનુ આપીએ તો તે જે લે છે તેમના ખાતે ઉધાર. **સ.** ૫-માલ લીધો તો બિલ પ્રમાણે તેમના ખાતે જમા કરી માલ ખરીદ ખાતે ઉધાર અને તે માલ પેટે આપ્યા તે તેમના ખાતે ઉધાર છે. (બિલમાંથી બાદ કરવાનો રિવાજ વેપારી વેપારીનો નથી) એ રિવાજ જુના

માનાનો હવે રહ્યો નથી. અને તે ખોટુંજ છે. **સ. ૬–શેઠ** :મામદના ખાતે ખાંડ દા. ૧ ના જમે છે, તે આપ્યા માટે ગાર માલ સારૂી લાવેલા એટલે વટાવ કાપ્યો નથી. **સ. ૯–શેઠ** વતી છોકરાની ફી આપી માટે તેમના ખાતે ઉધાર.

## મનોયત્ન ૪ થાની સમજુતી

**સ.** ૨–મહેતાજીએ પગાર પેટે લીધા માટે તેમના ખાતે ધાર છે. **સ.** ૩–ઉધાર હૂંડી લઇ મોકલી માટે જેમને ત્યાંથી ધી તેમના ખાતે વટાવ આપવો કીધો તે સાથે તેમના ખાતે મા કરી મુંબઈ બીડી તેમને આવતી કાલે મળવાની માટે મને ખાતે આવતી મિતિના ઉધાર છે, અને વટાવ એ આપણા તી મોકલી માટે વટાવ ખાતે ઉધાર છે. **સ.** ૧૦–શેઠના વતી ના રૂપીઆ આપ્યા માટે શેઠના ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૫ માની સમજુતી

**સ.** ૨–શેઠ નુરમહુમદને ૨૧ ગૂણનો હિસાબ આપ્યો માટે મના ખાતે તે ઉધાર અને વટાવ કાપી લીધો તે ટકા . લેખે વટાવ ખાતે જમા છે. **સ.** ૬–સોદામાં આજે મોહનભાઇ જુવાર આપી ગયા માટે તેમના ખાતે જમા કરી ઉધાર છે. **સ.** ૮–મચંદને ત્યાંથી હૂંડીના રૂા. ૧૨૦૦) અને વ્યાજ એક દિવસનું ૦)≡ા માંગ્યું તો તે વ્યાજ ૦)≡ા તેમના ખાતે જમા કરી વ્યાજ ખાતે ઉધાર (વ્યાજ દેવાનું જમા ખર્ચ) અને રૂા. ૧૨૦૦)≡ા તેને આપ્યા માટે તેમના ખાતે ઉધાર છે. વટાવના રૂા. ૦ા≈ જમે રહ્યા તે તેઓ માંગતા આવે ત્યારે આપવાના છે. (માંગ્યા નહિ માટે આપ્યા નથી) **સ.** ૧૩–ખાંડનું ગાલ્લી ભાડું તથા ઉતરાઈ આપી તે માલ અંગે માટે માલ ખરીદ ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૬ ઠ્ઠાની સમજુતી

**સ.** ૨–મુંબઈવાળાની વતી તેમના લખવા મુજબ રૂા. ભર્યા માટે મુંબઈવાળાને ખાતે ઉધાર છે. **સ.** ૧૮–ઘોડાગાડીના પૈસા મહેતાજીને દુકાનના કામ માટે મોકલેલા માટે શ્રી ખર્ચ ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૭ માની સમજૂતી

સ. ૨–ભરતિયું આપણે માલ મંગાવેલો તેનું આવ્યું તો તે ભરતિયાના નક્કી રૂપીઆ જેમણે ભરતિયું મોકલ્યું તેમના ખાતે જે મિતિનું ભરતિયું નક્કી રૂપીઆની મિતિ લખી હોય તે મિતિના તેમના ખાતે જમા કરી શ્રી માલ ખરીદ ખાતે ઉધારી પેટાંમાં ભરતિયાંની નકલ આંકડાની ઉતારી લેવી. કારણકે ભરતિયું જતું રહે તો ફીકર નહિ. સ. ૪ વેપારનો માલ ઘરાકને કાગળમાં બાંધી કે કોથળીમાં ભરી આપવા માટે લીધા તેથી માલ ખરીદ ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૮ માની સમજૂતી

સ. ૭–અભેચંદનું ઘર લખી લઈ આપ્યા માટે તેમના ખાતે ઉધાર છે. વટાવ કાપી આપ્યા તે શ્રી વટાવ ખાતે જમા છે. સ. ૯–ઘ્યાસતેલનો ડબ્બો દુકાનમાં બત્તી માટે લાવેલા તે ખર્ચ ખાતે ઉધારેલા માટે ખાલી ટિનના ખર્ચ ખાતેના આવ્યા તે ખર્ચ ખાતે જમા છે સ. ૧૦ મજૂર પગારદાર નથી. અને કાયમનો નથી. માટે ખર્ચ ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૯ માની સમજૂતી

સ. ૩–દુકાનના ઘરાકને ત્યાં કન્યાદાનનો ચાંલ્લો કર્યો માટે ખર્ચ ખાતે ઉધાર છે. (કેમકે દુકાનને કંઇ કન્યા પરણાવવી નથી. કે ચાંલ્લા ખાતે ઉધારે.) સ. ૪–ઉપલકિયું હોય નહિ તો ઉછીના કે ઉપલક લઇ જાય તે તેમના ખાતે ઉધાર છે. અને પાછા આવી જાય ત્યારે તે રકમ "ઊ" કરી ઉડાવી દે છે. અને ખાતાંમાં ખતવતા નથી. પણ ખા. પા.ની જગોએ ઉડાવી તે મિતિ ખા. પા.ની જગોએ લખે છે. સ. ૫. આપેલા ભાવે જમે કરી માલ ખરીદ ખાતે ઉધાર છે. સ. ૬–ધરમ કર્યો તે ધર્માદા ખાતુ છે. માટે ધર્માદા ખાતે ઉધાર છે. (મોટા મોટા વેપારીઓ, શરાફો માલ આપે તેની પાસેથી ધર્માદા ગૂણે પૈસો કે સેંકડે માલ આપ્યો હોય તે રૂા. ઉપર ચઢાવે છે. તે ધર્માદા ખાતે જમા

કરે છે, અને આપે છે. ત્યારે ધર્માદા ખાતે ઉધારે છે. ૩, ખાંડ, ચોખા વગેરે વેપારીઓને ત્યાં (અને શરાફની પેઢીમાં) મોટી રકમ જમા થાય છે. તે બે પાંચ વરસનું એકઠું કરી આપે છે. ત્યારે ભારે ધર્માત્મા કહેવાય છે. પણ તે તો બીજાઓ પાસેથી લઇ ધર્માદા કરે છે. **સ.** ૮–આરોબાર માલ એક જણથી લીધો બીજાને અપાવી દિધો તેનો ગાળો (વધારો) પડયો તે શ્રી વટાવ ખાતે જમા છે. **સ.** ૯–શેઠ પોતાના ઘરે દુકાનમાંથી માલ લઈ ગયા તો શેઠના ખાતે ઉધારી માલ વકરા ખાતે જમા છે. **સ. ૧૫**–છોકરાને અને દુકાનને કાંઇ લેવા દેવા નથી માટે શેઠના ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૧૦ માની સમજુતી

**સવાલ.** ૧—રોકડમેળ કે રોકડ જેવી રકમોનું નામું માંડવું અને ઉધાર માલ લાવીએ અથવા આપીએ તો તેનું નામું નોંધથી માંડવું. (ફક્ત માલનુંજ) બાકી નામું મેળમાં મંડાય છે. **સ.** ૩–જણુસ (દાગીના) પાછી લઈ ગયા તે બદલ મેળમાં સહી લેવી વધારે સલામત છે. **સ.** ૨–શેઠના ખાતે જમા કરી રકમ નીચે ઊ કરી (ઉડાવી) ખા. પા. ની જગોએ નોમમાં વદ ૧૦ અને દસમમાં વદ ૯ લખવી. **સ.** ૭–સોદામાં બાનુંના આપીએ તો તેમના ખાતે ઉધાર.

## મનોયત્ન ૧૧ માની સમજુતી

**સવાલ ૨**—અંકલેશ્વરવાળાએ રૂા. મોકલ્યા તે તેમને ખાતે જમા અને તેમના વતી માલ લીધો તો તે તેમના ખાતે ઉધાર છે. **સ.** ૩–મુંબઇવાળાને રૂા. મોકલ્યા માટે મુંબઇવાળાને ખાતે ઉધાર વદ પહોંચ આવેથી ૧૪ ભરી છે. ખતવતી વખતે વદ ૧૪ ખતવવી. **સ.** ૫–તપાસ ઘણી કરે તે છતાં મેળ ન મળે તો શ્રી સિલ્લક વધઘટ ખાતે લખવા (ઉધારવા કે જમે કરવા.)

## મનોત્ન ૧૨ માની સમજુતી

**સવાલ ૪**—છૂટ કસરના આપ્યા માટે તે વટાવ ખાતે ઉધાર છે. **સ** ૯-ટપાલ ખર્ચ ખાતું નથી માટે ખર્ચ ખાતે

ઉધાર છે. સ. ૭-ગીની અસલ રૂા. ૧૫) ની કિંમતની ગણાતી હતી માટે સિલ્લકમાં જેટલી ગીની હોય તેટલા રૂા. ૧૫) પ્રમાણે ગણી મૂકવા તેમાં વટાવ આપીએ તો ઉધાર અને વટાવ મળે તો જમા કરવા હાલ વેપારમાં સોનાના ભાવનું ધોરણ નક્કી નથી માટે ગીની લઈએ અથવા આપીએ તો તે હેમ ખરીદ ખાતે જમા ઉધાર કરે છે.

## મનોયત્ન ૧૩ માની સમજુતી

**સવાલ** ૩—દાળ પાછી આપી ગયા તો જે ભાવે ઉધારેલી તે ભાવે તેમના ખાતે જમા કરી શ્રી માલ ખરીદ ખાતે ઉધાર છે.

## મનોયત્ન ૧૪ માની સમજુતી

**સવાલ** ૨—જીનવાળા પાસે સોદાથી વધારાનો ભાવ રૂા. ૨) લેખે રૂા. ૨૦૦) જીનવાળાને ખાતે ઉધારી શ્રી વટાવ ખાતે જમા છે. હવે આપણા બાનાના રૂા. ૫) અને આજના રૂા. ૨૦૦) મળી કૂલ માગતા રૂા. ૨૦૫) થયા તે તેમણે આપ્યા માટે તેમના ખાતે જમા છે.

## મનોયત્ન ૧૫ માની સમજુતી

**સવાલ** ૨—જમા છે તે આપવા માટે તેમના ખાતે ઉધાર તેમાંથી વટાવ ટકા એક લેખે કાપી લીધો તે વટાવ ખાતે જમા (વટાવ કૂલ માલ પરજ હોય) અને ઉઘરાણી જેમને ત્યાંથી લાવ્યા તેમના ખાતે જમા.

## મનોયત્ન ૧૬ માની સમજુતી

એજ પાને ૭૯ મે આપેલી છે.

## મનોયત્ન ૧૭ માની સમજુતી

પાને ૧૩૩, ૧૩૪. એ સમજુતી આપેલી છે. તે પ્રમાણે કામ કરેલું છે.

## મનોયત્ન ૧૮ માની સમજુતી

સાલ ૧૯૯૭ નો નવો કારતક સુદ ૧ ના મેળમાં જુઓ આસો વદ ૦)) ના જમા ખર્ચી મેળમાં બાકી સિલ્લક માલના જે ખાતે ઉધાર છે. તે ખાતે જમા કરી શ્રી માલ ખરીદ ખાતે

ઉધાર છે. (હવાલો ઉલટાવ્યો) શ્રી વેપારના સિલ્લક માલ ખાતુ નવી સાલમાં માંડી વળાયું. પછી આજની લેવડદેવડનું નામું માંડો ઘણુંજ બાકી ચઢાવે છે તેને માટે ટીપ જમાખર્ચી મેળ નીચે જુઓ પાનું ૮૪.

# હીસાબ ગણવાની સહેલી રીત

**વેપારને** મુખ્ય વિષય હિસાબને છે. એટલે હિસાબ મોઢે મોઢે કે જલદી જવાબ કહી શકે એજ છે. તેને વાસ્તે જૂના જમાનામાં પ્રથમ આંક શિખવતા હતા અને તે પાકા થએલા જાણુવા મોઢે ઉલટા સુલટી સવાલના જવાબ લેતા હતા અને તે આંક પૂરેપૂરા એક થી એકત્રિસાં, સવાયા, દોઢા, અઢીઆં, ઉઠાં, નાની અગિઆરી, મોટી અગિઆરી, પાયા, અરધા, પોણુા, આના, પાન, દોકડા, બદામ, સાડા સાતને પા વગેરેના દશ દશ પાવરા શિખવતા હતા. ત્યારબાદ વાંચન ઉપર ધ્યાન રાખતા હતા. (શિખવતા હતા.) એ બધું શિખ્યા બાદ કુંચી, કોષ્ટકો ઉપર પુરેપુરૂં ધ્યાન આપતા હતા. હવે તો વીસાં સુધી અને પાયા શિખ્યા કે બસ કે બીજા આંકના પાંચ પાંચ પાવરા શિખ્યા એ બસ. ગુણુાકાર કે ભાગાકારથી બીજા આંકો થઇ શકે છે. એટલે આંકના વિષયને બેડો પાર ઉતરી ગયો. એટલેજ ત્રિરાશી કે ગુણુાકાર ભાગાકારથી હિસાબો ગણે છે. તેમાં અમારા અંગ્રેજી શિખેલા ભાઇઓ તો પુરેપુરા આંક નોન સર (નહિ જોઇએ સાહેબ) કહે છે. તોજ મણુ, શેરના આનપાનનો ભાવ આનપાન સાથે ગણી શકતા નથી. અને ત્રિરાશીથી ગણુવા જાય તો કલાકે પણુ જવાબ કહી શકતા નથી. તેજ પ્રમાણે ખાંડી, ગાલ્લી, ટન, હંડ્રવેટ, રતલ વગેરેના ભાવ આનપાન સાથેનો ત્રિરાશીથી બે કલાકે પણુ ગણી શકે નહિ. કારણુકે લાંબા લાંબા ગુણુાકાર, ભાગાકાર ત્રિરાશીની હોય છે એટલે કંટાળે છે. એટલે જલદી કેમ થાય તેને માટે એકજ દાખલો નીચે મુજબનો આપ્યો છે. અને તે ગણુવાની સહેલી રીત કુંચી કોષ્ટક સાથે ગણી બતાવ્યો છે.

| રૂા. ભાર | | શેર |
|---|---|---|
| ૪૦ | = | ૧ |
| શેર | | મણુ |
| ૪૦ | = | ૧ |
| મણુ | | ટન |
| ૫૬ | = | ૧ |

૫૬×૪૦×૪૦=૮૯૬૦૦

રૂપીઆ ભાર થયા.

| રૂા. ભાર | | રતલ |
|---|---|---|
| ૪૦ | = | ૧ |
| રતલ | | મણુ |
| ૨૮ | = | ૧ |
| મણુ | | હુંડ્રવેટ |
| ૪ | = | ૧ |
| હુંડ્રવેટ | | ટન |
| ૨૦ | = | ૧ |

૨૦×૪×૨૮×૪૦=૮૯૬૦૦

રૂપીઆ ભાર થયા.

**કુંચી**—જેટલે રૂા. એક મણુ તેટલા આનાનું અઢી શેર જેટલે આને અઢી શેર તેટલાજ ઉપઆનાનું અઢી શેર. વધુ વિગતેની કુંચીઓ જુઓ નામનો મહેતાજી ભાગ બીજો.

**તોલ કાઢવાની રીત**—જુઓ કલમ ૭૪ પાને ૨૨ મે.

**વટાવ અને મુદત માટે**—જુઓ કલમ ૭૫-૭૬ પાને ૨૨મે.

**ટીપઃ**—હાલમાંજ નવું તોલ ચાલુ થયું છે. પણુ ખાંડી, ગાલ્લી વગેરે જેટલા મણુની છે તેજ ઉપર ભાવ બોલાય છે.

**કોષ્ઠક**

| રૂા. ભાર | | શેર |
|---|---|---|
| ૮૦ | = | ૧ |
| શેર | | મણુ |
| ૪૦ | = | ૧ |

| મણુ | | ખાંડી |
|---|---|---|
| ૨૦ | = | ૧ |

વગેરે વગેરે અને તોલ તો જે જે માલમાં હતું તે ચાલુજ છે.

**દાખલો**—ખાંડ દાગીના (ગુણુ) ૮ ને તોલ્યાં તો બંગાળી મણુ હાલના ચાલુ તોલે મણુ ૨૧॥ શેર ૧॥ થયાં. તેમાંથી બારદાન શેર એક લેખે બારદાન બેવડું હોય તો શેર ૧॥ લેખે કાપવું. દર મણુ ૧ ના રૂા. ૧૩ા⁀ા તોલ ૪૧ છે. વટાવ ટકા ૩ લેખે મુદત દિવસ ૨૨ ની ટકા ૦ાા લેખે કાપી નકકી કેટલા રૂપીઆ બરોબર છે.

મણ શેર
૨૧॥ - ૧॥

૦ - ૮ બારદાન

૨૧। - ૩॥ બાકી રહ્યા
×૪૦

૮૪૦
૧૦
૩॥

૪૧) ૮૫૩॥ (૨૦॥। મણ
૮૨

૩૩॥
૩૦॥।

૨॥।
×૪૦

૪૧) ૧૧૦ (૨॥ શેર
૮૨

૨૮
૨૦॥

૭॥
×૧૬

૪૧) ૧૨૦ (૨॥ અધોળ
૮૨

૩૮
૩૦॥।

૭॥
×૧૬

૪૧) ૧૧૬ (૨॥ ઉપ અધોળ
૮૨

૩૪
૩૦॥।

૩।

ટીપઃ-ઉપ અધોળનો હિસાબ ગણવામાં આવતો નથી. એટલે એ અધોળ ઉપર હોય તો ૦। વધારી લેવો એટલે પાકા મણ ૨૦॥। શેર ૨॥ અને અધોળ ≋ થયાં ભાવ.

| | |
|---|---|
| રૂા. ૧૩ાા⌐ા છે. | ×૩ |
| ×૨૯ાાા શાૹ | ૮ાૹાા વટાવના બાદ |
| ૨૬૦ | ૨૭૪)ૹાા |
| ૧૦ | ×૨૨ દિવસના સૂર વ્યાજ ટકા ૦ાા લેખે. |
| ૧ાા⌐ | ૧ાા૦ા વ્યાજના બાદ |
| ૯ાા | ૨૭૨ાા⌐ા નકકી રોકડા કુલ જવાબ. |
| ૦ાૹાા ૨ા | |
| ૦ાા⌐ાા ૧ | |
| ૦)⌐ | |
| ૨૮૨ાાૹાા નકકી | |

**ટીપઃ**—વેપારમાં વેપારીઓને ત્યાં ૧ાા પાઇની ઉપર થાય તો પૈસો ગણાય અને ૧ાા ની અંદર હોય તો તે પાઈ છોડી દેવાય છે. એને વાસ્તે કહેવત છે કે હિસાબ કોડીનો અને બક્ષીસ લાખની માટે હિસાબ ગણવામાં, પાઈ પણ મુકવી.



# પરિક્ષાના પ્રશ્નો. (સવાલો)

૧. આજે મિતિ સાલ ૧૯૯૬ ના શ્રાવણ સુદ ૪ છે. પહેલ વહેલી દુકાન શરૂ કરે ત્યારે મેળ બાંધી (દોરી) રોકડા રૂા. ૫૦૫૦) કાઢયા તે જમા કરો. તેમાં બે ભાગીદારો મળી દુકાન શરૂ કરી છે. તો દે૦ જીતેંદ્રલાલ નાનુભાઇએ રૂા. ૩૧૨૫) કાઢયા અને ૧૯૨૫) દે૦ મનુભાઈ દુર્લભભાઇએ કાઢયા. તેમાં બંનેનો ભાગ સરખો છે. (અરધો અરધ) ના ભાગીદાર છે તો તે જમા કરો.

૨. બૅંક ઑફ ઇન્ડિયામાં ચાલુ ખાતે રૂા. ૫૦૦) ભર્યા અને સેવીંગ ખાતે રૂા. ૨૦૦૦) ભર્યા તે ઉધારો.

૩. કાપડ મુંબઇથી કટપીસની ગાંસડી ૫ ખરીદી ત્યારે દે૦ જીતેંદ્રલાલ ગયા તેમણે રેલ્વે ભાડું, ઘોડાગાડી, પરચૂરણ ખર્ચ મળી રૂા. ૧૧) નો હિસાબ આપ્યો, અને મુંબઈથી તે ગાંસડીનું ભરતિયું રૂા. ૨૧૦૯ાાૹ નું આવ્યું શ્રાવણ સુદ ૨

નું આવ્યું. તેનું જમાખર્ચ નાંખો અને મુંબઈવાળા આપણા આડતિયા શા. નરોતમદાસ હરજીવનદાસને શ્રાવણ સુદ ૩ એ રૂા. ૧૫૦૦) રોકડા આપ્યા છે. તેને આજના મેળમાં લખો.

૪. અત્રેથી શા. ડાહ્યાભાઇ હરગોવનદાસને ત્યાંથી ઉધાર કાપડ લીધું. તેનો આંકડો બિલ નં. ૭૪ આજની મિતિનું આવ્યું રૂા. ૧૧૧ા≈ લખો.

૫. જાફરઅલ્લી મીલમાંથી આજે કાપડ બિલ નં. ૩૨૩ મુજબ રોકડેથી લીધું. તેના આંકડાના રૂા. ૩૨૩ા~ થયો તેમાંથી વટાવ ટકા ૩ લેખે અને મુદત માસ બેની કાપી લઇ રોકડા આપ્યા. દા. રૂા. ૦ાા ની તેરીખે.

૬. નામું લખવામાં શી શી બાબત ધ્યાન રાખી લખીએ કે ઉત્તમ નામું લખાયું કહેવાય.

૭. કયા કયા વેપારીઓને ત્યાં માલ ખરીદ વકરા ખાતું હોય અને કયા કયા વેપારીઓને ત્યાં દરેક માલ ખાતાંઓ જુદાં જુદાં હોય તે દાખલા દલીલ સાથે જણાવો.

૮. માલ ખરીદ વકરા ખાતાંવાળાઓએ કઈ કઇ બાબતો ઉપર કાળજી રાખવી. કે દેવાળામાં ડુલવા વખત આવે નહિ.

૯. હુંડી અને ચેકમાં ફરક શો તે લખો.

૧૦. નીચેના ખાતાંનું વ્યાજ અસલની રીતે, સુધરેલી (કાપતી) રીતે, અને ઑંકની રીતે ગણો. દા. ૦ાા ટકાની તેરીખે દિવાળી બાકી. ત્રણ રીતે વ્યાજ સરખું આવવું જોઇએ. આના પાન સાથે દિવસે દિવસનું ગણો.

શ્રી ૧ા

દે૦ જીતેંદ્રલાલ નાનુભાઈનું ખાતું સાલ ૧૯૯૬

| જ | ઉ |
|---|---|
| ૩૦૦) પોષ સુદ ૫ | ૧૦૦૨ા~ાા કારતક સુદ ૧ |
| ૧૨૦૧ા= ચૈત્ર વદ ૯ | ૪૭૫) ફાગણ સુદ ૧૨ |
| ૧૫૧૫ા≈ાા શ્રાવણ સુદ ૧૫ | ૨૫૨૫) વૈશાખ વદ ૩ |
| | ૩૩૩ાા~ા ભાદરવા સુદ ૫ |
| ૩૦૧૬ાા~ાા | ૪૩૩૬)≈ |

૧૧. આજે એક ભાગીદાર બીજા ભાગીદારથી છૂટો થાય છે. ત્યારે જુની દુકાનનો હિસાબ સામ સામે મળી સમજી લે છે. તો જુનામાં અને આજે નવા ચોપડામાં નીચે મુજબનું નામું માંડો.

રોકડા રૂા. ૫૦૦) છે ઉઘરાણી રૂા. ૧૨૦૦૦) ની છે. અસામી ખાધ ખાતે રૂા. ૬૦૦૦) જમે છે. અને તે રૂા. ૧૨૦૦૦) ની ઉઘરાણી રૂા. ૨૪૦૦) માં પહેલા ભાગીદારે લીધી છે. પહેલા ભાગીદારના રૂા. ૬૨૦૦) જમે છે. બીજાના રૂા. ૬૨૦૦) જમા છે. માલ રૂા. ૭૧૦૦) નો છે. તે તથા સરંજામ (ફરનીચર) ખાતે રૂા. ૧૫૦૦) છે તેની ખાધ ખાતે રૂા. ૬૦૦) જમે છે. બાકી રૂા. ૯૦૦) માં પહેલા ભાગીદારે રાખ્યો છે. હવે પહેલા ભાગીદારે ધી બૅંક ઑફ બરોડામાં રૂા. ૭૦૦૦) જમે મૂકી ચાલુ ખાતે બીજા ભાગીદારને રૂા. ૬૪૫૦) આપવાના થયા તેનો હિસાબ ચૂકતેનો ચેક ધી બરોડા બૅંક ઉપરનો લખી આપ્યો.

૧૨. એક લેણદાર નામે પટેલ મોરાર પેમા બારડોલીના નીચે મુજબ સામ સામે હિસાબ આજે સમજી લે છે. તેનું નામું માંડો.

રૂા. ૧૫૦૨) બાકી મુદ્દલ આપણા લેણા છે.
૨૧૦) વ્યાજના વ્યાજવહી પાના ૭ મુજબ લેણા થયા છે.
૧૫) એમના વતી ચાંદી લઈ વેચેલી તેના હકસાઈના આપણા લેણા થયા છે.
૩) ભાવોના લીસ્ટ બીડેલાં તેના ટપાલ ખર્ચના આપણે મજરે લીધા.

૧૭૩૦)

૨૦) કસરના લીધા.
૧૦) કેરી કંડીઆ ૨ શેઠના માટે મોકલેલી તેના તેઓએ મજરે લીધા.
૭૦૦) રોકડા આપ્યા.

૧૦૦૦) નું નવું ખાતું પાડી આપ્યું (સામાદસ્કતનું)

૧૩. શા. ગુલાબચંદ પ્રેમચંદને ઉધાર માલ રૂા. ૧૫૨૬ાઽ નો આપેલો તેને ત્યાંથી આજે ઉઘરાણી લાવ્યા તેને વળતર રૂા. ૧)ઽ અને મુદત દિવસ ૨૨ ની ટકા ૦ાા લેખે કાપી આપી લઈ આવ્યા.

૧૪. ઠા. મુળજી હરીદાસને ત્યાંથી આટો ગૂણુ ૫૦૦ દા. રૂા. ૧૪ા૦ા લેખે લેવા આપણે નક્કી કર્યું તે પેટે તેને આજે રૂા. ૨૦૦૦) નો ચેક નં. ૪૧૦૧ બી. ના ધી બૅામ્બે બૅંક ઉપરનો લખી આપ્યો. ડીલીવરી દિવસ આઠની શરતે. તેમાંથી આજે આટો ગૂણુ ૧૦૦ દા. રૂા. ૧૪ાઽાા લેખે રોકડેથી વટાવ ટકા ૧ાા લેખે કાપી આપી રોકડા લીધા.

૧૫. દે. જીતેંદ્રલાલ નાનુભાઈથી કપાસિયા ગાલ્લી ૫૦ દા. રૂા. ૨૭) લેખે ભાદરવા વદ ૦)) ના વાયદાના લેવા કર્યા હતા તે વખતે તેમને રૂા. ૨૦૦) આપેલા હવે આજે વાયદો પૂરો થયો તો ભાવ રૂા. ૩૨) છે. તો તે વલણુ લેવાનું થયું તે રૂા. ૨૫૦) રોકડા અને રૂા. ૨૦૦) આપેલા તે મળી રૂા. ૪૫૦) રોકડા આજે આપી ગયા.

૧૬. ઘરમાં પોતાના છોકરા ભુલાભાઈની વહુ નંદુ બેનની જણુસ બંગડી ૨ તોલા ૧૨ ની દા. રૂા. ૩૧) લેખે દુકાનમાં વેચવા રાખી દા. રૂા. ૦ાા ની તેરીખે. શેઠ નાનાભાઈ દુકાનનો કબાટ રૂા. ૫૦) નો લઈ ગયા અને પોતાના ઘરનો કબાટ રૂા. ૩૦) નો આપ્યો.

૧૮. મેળમાંથી ઉપલેક રૂા. ૧૪૦) મહેતાજી ગુલાબભાઇએ લીધેલા તેમાં રૂા. ૧૦૦) નો હિસાબ નીચે પ્રમાણે આપ્યો. કે જે સિલ્લકમાં ઉપલક છે.

શેઠના માટે બિલ નં. ૬૩ મુજબ ચોખા ગૂણુ ૧ અને ઘઉં ગૂણુ ૩ દાળ તુવરની ગૂણુ ૧ મળી ગૂણુ ૫ ના રોકડા રૂા. ૯૦) આપ્યા. અને પેન્સિલ ડઝન ૧ રૂા. ૦ાાઽ

કાગળ ઘાયા ૨ રૂા. ૦ાાૅ ફ્લોટીંગ રૂા. ૦ાૅ દુકાન માટે લાવ્યા. ચ્યાસતેલ ડબ્બો ૧ શેઠને ત્યાં મોકલ્યો તેના રૂા. ૪)ૅ અને કોલસા મણુ ૪ના રૂા. ૩)ૅ અને શાકભાજી શેઠને ત્યાં મોકલ્યું તેના રૂા. ૦)ૅ રોકડા થયા. બાકી રૂા. ૧) રોકડો દુકાનમાં આપ્યો. એ પ્રમાણે રૂા. ૧૦૦) નો હિસાબ આપ્યો.

૧૯. રૂા. ૧૫૦) શા૦ નાથુ નાનુને ખાતે જમા કરવાને બદલે ઉધારી ગયા તો શું કરવું તે લખો.

૨૦. રૂા. ૧૦) સિલ્લક વધઘટ ખાતે ઉધારેલા તે આજે શેઠ નાનાભાઇને યાદ આવ્યા. તે પોતાના ઘરના રામાને પગાર માસ નવેમ્બરનો આપેલો તે યાદ આવ્યું.

૨૧. શેઠ નુરમામદને મિઠાંની ગૂણુ ૧૬ દા. રૂા. ૪) લેખે આપી અને તેઓથી આટાની ગૂણુ ૫૦ દા. રૂા. ૧૨) લેખે લીધી તેનું બિલ આવ્યું અને મીઠાંની ગૂણુનું આપ્યું. તેનું નામું નોંધથી માંડો.

૨૨. નામું ઓછું કરવા વેપારીઓ શું શું ઉડાવે છે કે નામાને હરકત આવે નહિ. અને તે ઓછું કેમ થાય તે જણુાવો અને તેથી ફાયદો ગેર ફાયદો શું તે જણુાવો.

૨૩. આપણુા વેપારનું નામું તપાસતાં ખોટ છે અને ઇન્કમ ટેક્ષવાળાઓ ટેક્ષ શા કારણુથી લે છે. તે જણુાવો અને એવું કયારે બને.

૨૪. વેપારીઓ રૂા. ને પાન આના સાથે વ્યાજ દિવસે દિવસનું ગણે છે. ત્યારે ઍંકોવાળા નથી ગણુતા તેનું કારણુ શું અને તેને વાસ્તે તેમણે શા શા ધારા બાંધ્યા છે તે લખો.

૨૫. કાચા માલ ઉપરથી પાકો માલ બનાવનારા વેપારીઓ તમારી જાણુ પ્રમાણે લખો. અને કાચા માલ બનાવનારને કઇ કઈ જાતના ખાતાંઓ રાખવાં પડે તે જણુાવો અને તે કેમ માંડી વાળે તે લખો.

૨૬. માલના બિલમાંથી શું શું બાદ થાય તે જણાવો.

૨૭ રોકડ બિલ અને ઉધાર બિલ એટલે શું અને તેમાં શું શું લખાય તે જણાવો.

૨૮. ઉધાર બિલને રોકડ બિલ કરી નામું કેમ માંડ.

૨૯. પેટાં ફોડ કાપતી રીત સમજાવો.

૩૦. વારોવાર મેળવવાની રીત લખો.

૩૧. શ્રી મેળ ખાતું, વિગત ખાતું કે બાબત ખાતું એટલે શું અને તે કયારે લખાય. અને એ ખાતાંઓ ખતવાય કે કેમ તે જણાવો.

૩૨. મેળમાં નોંધનું નામું મંડાય કે કેમ અને ઉધાર નોંધમાં જમે નોંધનું નામું મંડાય કે કેમ તે જણાવો, અને એ બે ચોપડા જુદા જુદા રાખવાનું કારણ શું તે જણાવો.

૩૩. પટેલ કાના જેરામ પાસે મુદ્દલ રૂા. ૫૦૦) અને વ્યાજના રૂા. ૨૨૫) મળી આજે રૂા. ૭૨૫) માંગીએ છીએ, તેમાં તેઓએ છૂટ કસરના રૂા. ૧૨૫) લીધા રૂા. ૨૦૦) રોકડા આપ્યા. બાકીનાં કાંધાં વરસ ૪ ના રૂા. ૧૦૦) સોના વગર વ્યાજુ આપવાનો દસ્તાવેજ કરી આપ્યો. કાંધું ચૂકે તો છૂટ મૂકેલ રૂા. અને વ્યાજ ટકા રૂા. ૦॥ લેખે આપવાની શરત છે. તેનું નામું માંડો.

૩૪. આપણા વેપારીઓ કાચું પાકું સરવાયું વરસ આખરે કેમ બહાર પાડી શકતા નથી. અને બેંકો અથવા લિમિટેડ કું૦ ઓ સરવાયાં બીજેજ દિવસે બહાર પાડે છે, તેના કારણો જણાવો.

૩૫. અંગ્રેજી ભણેલાઓ કેમ હિસાબો આનપાનના ખાંડી, ગાલ્લી, ટન, હંડ્રેટ વગેરેના ગણી શકતા નથી. અને ગણે છે તો કઈ (શી) રીતે. તો તેઓને આપણી માફક ગણવાને શું શું પાકું જોઇએ કે હિસાબ જલદી થોડી મહેનતે ગણી શકે.

૩૬. નીચેના ખાતાંનું શુદ્ધ (વ્યાજનું વ્યાજ) નહિ તે અને વારોવાર દિવાળી બાકી દા. રૂા. ૦॥= ની તેરીખે ગણો અધીક માસ સાથે સાલ ૧૯૬૫ માં બે શ્રાવણ છે.

## દે. મહાદેવ હરિભાઈનું ખાતું સાલ ૧૯૯૫

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૦૦) | ચૈત્ર સુદ ૫ વાર રવી | ૬૦૦) | મહા સુદ ૧૫ વાર શની |
| ૧૨૦૦) | શ્રાવણુ વદ ૧૨ પ્રથમ વાર શની | ૧૫૦૦) | શ્રાવણુ વદ ૦૦) બીજો વાર બુધ |
| ૧૫૦) | આસો સુદ ૧૦ વાર રવી | ૩૦૦) | આસો સુદ ૨ વાર શની |
| | | ૧૫૦) | આસો વદ ૦૦) વાર શની |
| | ૧૬૫૦ | | ૨૫૫૦ |

## સાલ ૧૯૯૬.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૫૦) | મહા સુદ ૧૨ વાર મંગળ | ૦) | કારતક સુદ ૧ વાર રવી |
| ૩૦૦) | જેઠ વદ ૦૦) વાર શુક્ર | | |
| | ૪૫૦ | | |

સદર ખાતાનું વ્યાજ સાલ ૧૯૯૬ના શ્રાવણુ વદ ૧૩ ને વાર શની સુધીનું ગણો.

૩૭. ચેક કેટલી જાતના અને કયા કયા તે અને તેમાં બહાર દેશાવર બીડવા માટે કયા ચેકથી શું ફાયદો તે જણાવો.

૩૮. શેર કેટલી જાતના અને તેમાં કઈ જાતનો શેર લેવાથી શું ફાયદો તે જણાવો.

૩૯. લોન વિષે જાણુતા હોય તે લખો.

[ બાકી પ્રશ્નો (સવાલો) જુઓ પાને ૧૯૩ થી. ]

# વ્યાજના પ્રોડેકટ તારીખ પ્રમાણે કાઢવા વિષે



૧. તારીખ ૧ થી પાંચ કે છ તારીખ સુધીમાં બેંકના ઠરાવેલા દિવસોમાંજ રૂા. ભરે તો આખા માસનું વ્યાજ મળે છે. તે તારીખ પછી ભરો તો આવતા માસથી વ્યાજ મળે છે, પણ જો તમો લો તો પહેલી તારીખથી વ્યાજ ગણે છે. એટલે તા૦ ૭ થી ૩૧ સુધીમાં કોઈપણ તારીખે ઉપાડો તો તે મહિનાની પહેલી તારીખ ગણે છે. જેથી બેંકના ઠરાવેલા દિવસોમાંજ આપ લે કરવી ફાયદાકારક છે. એવો કરન્ટ એકાઉન્ટ સિવાય બીજાં ખાતાંમાં હોય છે. પણ કરન્ટ એકાઉન્ટમાં બાર વાગ્યા પહેલાં ભરો તો તે દિવસ મજરે મળે છે. તે પછી ભરો તો આવતો દિવસ મળે છે. કરન્ટ એકાઉન્ટમાં રોજેરોજનું વ્યાજ ગણાય છે. રૂા. ને આનાપાનનું વ્યાજ ગણાતા નથી. કોઇ કોઇ બેંક દશ ઉપરના રૂા. ના પણ સર આપતા નથી. તેમ બેંકના ઠરાવથી ઓછા રૂા. હોય તો તેનું વ્યાજ પણ આપતા નથી. વળી બેંકો પોતાના ઠરાવ પ્રમાણે રૂા. ના ભાગ પાડે છે. વગેરે બાબત બેંકોના ધારાધોરણ જાણી કામ કરવું રૂા. ભરવા લેવા **વ્યાજના** સર કાઢવા માટે રૂા. અને દિવસનો જે ગુણાકાર તે સર (પ્રોડેકટ) કરન્ટ એકાઉન્ટમાં હોય છે. બાકી ખાતાંઓમાં રૂા. અને મહિનાનો ગુણાકાર તે સર (પ્રોડેકટ) સર (પ્રોડેકટ) નું વ્યાજ ગણવા વિષે દિવસના સરને વરસના ટકાએ ગુણી વરસના દિવસે ભાગતાં જે આવે તે દોકડા અને માસ (મહિના) ને સરને વરસના ટકાએ ગુણી બાર માસે ભાગવાથી જે આવે તે દોકડા.

**ટીપ:-જુઓ પાનું ૧૫ કલમ ૪૭. પાનું ૧૪૨-૧૪૩.**



# જમા ખર્ચી મેળ વિષે

ટીપઃ—કલમ પાને ૮૫ આસામી ખાધ, મશીન ઘસારો, ફરનીચર ઘસારો વગેરે ખાતાંઓની કેટલાક બાકી ખેંચે છે. અથવા તો મશીન ખ.તે કે ફરનીચર ખાતે લઇ જાય છે. પણ હમારા ધ્યાન મુજબ આસામી ખાધ માફક અનામત જમા રાખે એ વધુ સગવડ ભરેલું છે. કોઈ કોઇ એ નફા ખોટ (વટાવ) ખ.તે જમા ખર્ચ હવાલો નાંખે છે. જેમને જેવો વિચાર તે પ્રમાણે નામું માંડે છે. જેમકે એક ઘણા ઘરોનો (બીલ્ડીંગ) નો માલિક હોય તે ખર્ચ બીલ્ડીંગ ખાતે ઉધારે છે. આવક બીલ્ડીંગ ખાતે જમા કરે છે. અને ખરીદ કીંમત રહેવા દઈ બાકી વધારો ઘટારો વટાવ ખાતે (નફા ખોટ ખાતે) લઈ જાય છે. અને કેટલાક બાકી ખેંચે છે. જેમને જે ઠીક લાગે તે પ્રમાણે જમા ખર્ચ નાંખે છે. તેજ પ્રમાણે ઉપરનાં ખાતાંઓનું પણ સમજવું. નવુંજ મકાન હોય ત્યારે ખર્ચ ઓછો થાય છે. ભાડું વધારે આવે છે અને જુનું થાય તેમ રીપેરીંગ ખર્ચ વધે છે. ભાડું પણ ઓછું આવે છે એટલે બાકીજ ખેંજવી એ સારામાં સારૂં છે પણ નવું હોય ત્યારે આવકમાંથી ઘસારો અનામત રાખવો અને તેમાંથી ખર્ચ કરવો (રીપેરીંગ) નો વિશેષ સારો છે. તેજ પ્રમાણે મીલ, જીન, સ્ટોરનું સમજવું. અને એ બાબતમાં પૂર્ણ વિચાર કરી જમા ખર્ચ નાંખવું કે ઈન્કમ ટેકસ વખતે છેતરાવાનો વખત આવે નહિ. કારણકે હવે તો ઈન્કમ ટેકસવાળા બહુ બહુ તપાસ કરે છે. અને કાચાં પાકાં સરવાયાં રીતસરના માંગે છે. તો વેપારી રિવાજે નામા રાખતાં શીખો કે ખરોજ ઇન્કમ ટેકસ ભરવો પડે.

## [ જોડાણુ પાને ૧૯૦ થી પ્રશ્નો સવાલો ]

૪૦. બેંકની વ્યાજ ગણુવાની રીત લખો. અને વ્યાજ વિષે જે કંઇ બેંકના ધારાધોરણુ જાણુતા હોય તે લખો.

૪૧. બેંકોમાં કયે કયે ખાતે રૂા. મૂકી શકાય છે. તેમાં કયા ખાતેનો વ્યાજનો દર ઓછો અને વત્તો તે જણુાવો.

૪૨. નીચેના ખાતાંનું કરન્ટ એકાઉન્ટ રીતે અને સેવીંગ રીતે વ્યાજ તા. ૩૧-૧૨-૪૦ સુધીનું ગણો. કરન્ટ ખાતાંનું ટકો ⅟₂ સેવીંગનું ટકા ૧⅟₂ લેખે.

શ્રી ૧

### ભટ્ટ મોહનલાલ ગોવિંદરામનું ખાતું સન ૧૯૪૦

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૫૦૦) | તા. ૨-૨-૪૦. | ૯૦૫) | તા. ૨૦-૩-૪૦. |
| ૧૦૧૧) | તા. ૩ ૭-૪૦. | ૩૦૦) | તા. ૨-૬-૪૦. |
| ૯૧૭) | તા. ૨૫-૧૦-૪૦. | ૧૧૫૦) | તા. ૩૦-૮-૪૦. |
| | | ૫૦૧) | તા. ૩-૧૦-૪૦. |
| ૩૪૨૮) | | ૨૫૫૬) | |

૪૩. વ્યાજ એટલે શું વ્યાજવહી એટલે શું--વ્યાજનું નામું નોંધમાં કેમ નાંખતાં નથી. વારોવાર, સૂદ, અને કાપતું દિવાળી બાકી વ્યાજ લેનારને કયા વ્યાજમાં ફાયદો અનુક્રમ વાર જણુાવો.

૪૪. વ્યાજ ગણુવાની રીત કેટલી કે જે રીતે ગણો તે રીતે વ્યાજ સરખુંજ આવે, અને વ્યાજ ગણુવાનો અનુભવી અને બીન અનુભવી કઈ રીતે જલદી ગણે.

૪૫. વ્યાજની જંત્રી (વ્યાજનો કોઠો) કેમ મોટા વેપારીઓ શરાફો રાખતા નથી.

૪૬. બેંકો જંત્રીથીજ વ્યાજ મુકે છે. કે ગણીને મુકે છે. ગણુતાં જાણુતા હોય અને જંત્રીથી મુકે છે તેનું કારણ શું.

૪૭. ખાતાવહી એટલે શું તે શા ઉપરથી થાય.

૪૮. ઉઘરાણીની ખાતાવહી અને પાકી ખાતાવહીમાં ફેર શો.

૪૯. ડબલ ખાતાં એટલે એક ધણીનાં બે ખાતાં કોણુ કોણુ રાખે અને તે કેવી રીતે થાય તે જણુાવો.

૫૦. આઠ સળે, બાર સળે, છ સળે, કયા કયા વેપારી નામું માંડે તે કારણુ સાથે જણુાવો.

૫૧. અસલ અને હાલ નામામાં કયો કયો ફેરફાર થયો, કેમ થયો તે જણુાવો.

૫૨. સામ સામે હિસાબ સમજવો એટલે શું અને તેનું નામું કેવી રીતે મંડાય તે દાખલો આપી જણુાવો.

૫૩. ઉઘરાણીવાળાઓ સામાને કયે ચોપડે શું લખી આપે, અને મુંબઇવાળા કયે ચોપડે શું લખી આપે.

૫૪. નામાના ચોપડા કેવી રીતે બાંધવા કે ફાયદો થાય અને તે ફાયદો કયો તે જણુાવો.

૫૫. ટકા વ્યાજ કોને કહે અને તેરીખ વ્યાજ કોને કહે.

૫૬. મજુરને, નોકરને, કારીગરને, સાધારણુ વેપારીને અને મોટા વેપારીઓને કયા ચોપડાની જરૂર.

૫૭. હૂંડી ઉપર ખોખું થતાં સુધીમાં શું શું લખવામાં આવે છે.

૫૮. છાપેલા મેળ વગેરે ચોપડા રાખે છે. તેથી શી શી હરકતો આવે છે અને સરવાળો બાંધેલા કોરા ચોપડાથી શા શા ફાયદા થાય તે જણુાવો.

૫૯. કેટલાક વેપારીઓ નોંધમાં તારીજ કરતા નથી. ત્યારે શું કરે છે અને તેથી ગેર ફાયદો શો તે લખો.

૬૦. વેપારીઓમાં માલ આપ લે કરે છે. તેમાં (બિલની અંદર) વળતર, મુદ્દત લખતા નથી. તો તે કયારે કેમ કપાય તે લખો.

૬૧. અસલના છપાએલાં નામાઓમાં એ બાબત માલનો વટાવ, મુદ્દતતોલ નથી અને કોઇકમાં હોય તો તે બાદ કરી બિલના નામા માંડે છે. તે રિવાજ અસલ હતો કે હાલ છે. કે જે બાદવાળા નામાં માંડે તો તે ખોટુંજ કેમ કહેવાય તેના કારણ લખો.

૬૨. અસલ જુના કે નવા છપાએલાં નામાઓમાં મોટા વેપારી, સરાફ (કમીશન એજન્ટ)ના, નામા બતાવે છે. પણ ભરતિઆં મંગાવેલા માલના, ઓર્ડરથી મોકલેલા માલના, કોઇના વેચાવા આવેલા માલના અને વેચવા મોકલેલા માલના નામા અને માલ વેચવા મોકલેલા અને આવેલા માલના નામા અને વેચાણ ખર્ચના આંકડા અને તેના જમા ખર્ચો કયાં છે. કેમ બતાવ્યાં નથી. તેના કારણો જણાવો.

૬૩. કોઈ કોઇ નામવાળાઓએ ખાતાવહી બતાવી કાચાં પાકાં સરવાયાં કાઢી બતાવ્યાં છે. તે ખરાં છે કે ખોટાં તે તપાસવા શું શું કરવું તે જણાવો કે ખરો નફો કે ખોટ છે તે જણાઈ આવે.

૬૪. સ્કુલ ફાઈનલવાળાઓ અને સીનીયર માસ્તરો શરાફના અને મોટા વેપારીઓને ત્યાંના નામાં નહિ માંડી શકે તેનાં કારણો જણાવો

૬૫. કેટલાક વેપારીઓ વરસ આખરે સિલ્લક માલની બેલેન્સ જુનામાં ન ખા. પા. કરી મૂકે છે અને બાકી ન ખા. પા. ને સિલ્લક માલના ચઢાવે છે. તેથી અને સિલ્લક માલનું જમા ખર્ચ નાંખવાથી ફાયદો ગેર ફાયદો જણાવો.

૬૬. વેપારીઓની વ્યાજવહીઓમાં દિ ઉધાર કે જમા અને માસ. દિવસ ઉપરમાં દિ. કેમ લખતા નથી. તથા બાકી લેણાનો દિવસ ગણે છે. તેના કારણો જણાવો.

૬૭, વેપારીઓમાં મુખ્ય વિષય હિસાબનો હોય છે તે હિસાબો અંગ્રેજી નામાઓમાં અને પહેલેના છપાએલાં નામામાં કેમ બતાવ્યો નથી, તેને આનપાન ઉપર રૂા. ના સર કેમ ગણાતા નથી.

૬૮. બેંકોથી અને શરાફોથી શા શા ફાયદા તે જણાવો.

૬૯. શરાફો તુટયા અને બેંકો વધી તેના કારણો જણાવો.

૭૦. ઈન્કમ ટેકક્ષવાળાઓ ચોપડામાંથી શું શું તપાસે છે. અને ચોપડા ખોટા ઠેરવવા શું શું લખી લઈ તપાસે છે. તે જણાવો.

૭૧. કચ્ચું સરવાયું ક્યારે અને કેમ નીકળે.

૭૨. પાકું સરવાયું ક્યારે અને કેમ નીકળે.

૭૩. જમા ખર્ચી (અચળમેળ) એટલે શું અને તે કરવાનું કારણ શું.

૭૪. ધર્માદા ટ્રસ્ટવાળાઓએ હિસાબ કેવી રીતે કેમ બતાવવો તે જણાવો.

૭૫. નવું વર્ષ કોણ કોણ ક્યારથી ગણે છે.

૭૬. ચોપડાઓનું પૂંજન કયા દિવસે કેવી રીતે કોણ કરે કરાવે તે જણાવો.

૭૭. મેળ, નોંધ દોરો અને બંધ કરો એટલે શું.

૭૮. નોકર, મજુર, સ્ત્રી અને ખેડુત કેવી રીતે નામું રાખે કે હાલતાં ચાલતાં લખી શકાય.

૭૯. અસલ કરતાં હાલ નામા વધવાનું કારણ શું.

૮૦. નામાનો (વેપારનો) તકતો કયો ચોપડો.

૮૧. કાચું નામું અને પાકું નામુંમાં ફરક શો.

૮૨. રોજમેળ અને રોકડમેળમાં ફરક શો

૮૩. બિલ અને ભરતિયામાં ફરક શો.

૮૪. જાંગડ બુક એટલે શું અને તે કોણ રાખે.

૮૫. ઉઘરાણી બુક એટલે શું અને તેમાં શું શું લખાય.

૮૬. તારીજ એટલે શું અને તે શાની શાની થાય.

૮૭. સાદું, કાપતું, સૂઢ, વારોવાર, અને તારીખવાર વ્યાજ કેમ ગણાય કોણ ગણે અને તેમાં લેનારને કયા વ્યાજમાં ફાયદો તે અનુક્રમ વાર જણાવો.

૮૮. સામાહસ્કતનો ચોપડો એટલે શું અને તે કોણ રાખે.

૮૯. હૂંડીના નાણું ભરવાનો રિવાજ લખો.

૯૦. હૂંડીવહી અને હૂંડી નોંધમાં ફરક શો અને તે ક્યાં ક્યાં કોણ રાખે છે.

૯૧. નામ જોગી, ધણી જોગી અને મુદ્દતી હૂંડી હવે કેમ લખાતી બંધ થઈ અને તેના કારણુ જણાવો.

૯૨. જુના ચોપડા કાઢી નાંખી હવે નવેસરથી નવું નામું નામાની પદ્ધતિઓ માંડવા શું શું કરવું.

૯૩. ભરતિયું એટલે શું.

૯૪. કાગળ અને તેનો જવાબ લખવાની માહિતી લખો.

૯૫. મંગાવેલા માલના દેશાવરથી આવેલા ભરતિયાંનું નામું કેવી રીતે મંડાય.

૯૬. બારદાન, તોલ, વટાવ, મુદ્દત એટલે શું.

૯૭. કાચી હૂંડી કોને કહેવી અને પાકી હૂંડી કોને કહેવી. મુદ્દતી હૂંડીના નાણું ક્યારે મળે.

૯૮. પચ્ચીસ બિલ ઉધાર માલ આપ્યો તેનાં આપ્યાં અને પંદરથી ઉધાર માલ લાવ્યા તેનાં બિલ આવ્યાં તો તેનું નામું કેમ મંડાય.

૯૯. હવે, દુકાન ખાતું, સ્ત્રભંડોળ ખાતું, મૂડી ખાતું કેમ રાખતા નથી.



## વેપારી વર્ગને મુનિમો અને મેનેજરો

# મેળવવાનું ઉત્તમ ઠેકાણું

અમારે ત્યાં ગુજરાતી પાકું નામું શીખી સર્ટિફીકેટ લઇ સુરત, રંગુન, મદ્રાસ, કરાંચી, કલકત્તા અને આફ્રિકા આદિ દેશ દેશાવરોમાં નોકરી માટે જનાર ઉમેદવારો હંમેશા તૈયાર હોય છે. જેમના પાકા હરફ હોઈ ઠરેલ અને શાંત સ્વભાવના પ્રમાણિક તથા અંગ્રેજી મેટ્રીક સુધી ના જ્ઞાનવાળા વિશ્વાસુ ઉમેદવારો મળશે. જરૂર હોય તો લખો. વળી કાચા ઉપરથી પાકું નામું, સરવાયું, ખાતાંના વ્યાજો ગણી આપવામાં આવે છે.

લખો યા મળોઃ—

| | |
|---|---|
| : શાખા : | **ઝીણાભાઈ નીછાભાઈ મહેતા** |
| હીરાબાગ સામે, | સરાફી પાકા નામાની સ્કુલના માસ્તર. |
| ૬૨, પટેલ રોડ મુંબઈ-૪. | ઠે. ભવાની વડ, મુ. સુરત. |

# નામાનો મહેતાજી ભાગ ૧-૨.

# "વ્યાજગુરૂ" અને "હૂંડી શિક્ષક"

# વેપારી તત્વો ૩.

દરેક લાયબ્રેરીઓ અને ઈનામ માટે; સ્કુલ તથા કોલેજોમાં શીખવવા લાયક દરેક દરેક વેપારી તથા મહેતાજીઓને ઉપયોગી તથા નામું શીખનાર ઉમેદવારોને માટે આ પુસ્તકો એક સાધન છે માટે જરૂર ખરીદો. કિં. રૂા. ૩-૧૩-૦ વી. પી. ખર્ચ જુદું.

ઝીણાભાઈ નીછાભાઈ મહેતા.
સરાફી નામાની સ્કુલ, ભવાની વડ મુ. સુરત.



# સરાફી પાકા નામાની સ્કૂલ

અમારા તરફથી ચાલતી જુની વરસ ૨૩ ની આખા ગુજરાતના અનેક ઉમેદવારોએ લાભ લીધેલી અને પ્રસિદ્ધ થએલી સરાફી પાકા નામાની સ્કુલની ટર્મ દર ત્રણ ત્રણ મહિને શરૂ થાય છે. ને પરીક્ષા લઈ સર્ટિફીકેટ અપાય છે. ત્રણ માસની સ્કુલ ફી. રૂા. ૧૩) અને પુસ્તકાદિનું ખર્ચ રૂા. ૬ છે. નામું શીખનારે લખવું અગર મળવું.

: શાખા :
હીરાબાગ સામે,
૬૨, પટેલ રોડ મુંબઈ-૪.

ઝીણાભાઈ નીછાભાઈ મહેતા
સરાફી પાકા નામાની સ્કુલના માસ્તર.
ઠે. ભવાની વડ મુા. સુરત.

"નામાના મહેતાજી" માટે મળેલા અભિપ્રાયોમાંથી

થોડાએક જ

# અભિપ્રાયો.



વેપારી દૃષ્ટિએ નામાનો અભ્યાસ કરવા માટે 'નામાનો મહેતાજી' સર્વોત્તમ છે. ઘરે અભ્યાસ કરીને નામાની પરીક્ષા આપી શકાય તેવી સુંદર રચના કરવામાં આવી છે. શાળા, લાયબ્રેરી માટે મંજૂરી આપવા ભલામણ કરી શકાય.

સમાજ શિક્ષણ (નવસારી પ્રાંત) (ડીસેમ્બર ૧૯૨૫)

*　　*　　*　　*

નવી કેળવણીનો વિશેષ પ્રચાર થયા પછી તો દેશીનામાનું શિક્ષણ અપાતું તદન બંધ થયું છે, દેશીનામામાં કાબેલ એવા પુરૂષો બહુ ઓછા મળી આવે છે. આપણી નામાની પદ્ધતિ બહુ ઉત્તમ છે અને અનુભવી સિવાય બીજાઓને તો ચોપડા પૂરા સમજાય નહિ. એ કળામાં આપણે બહુ આગળ વધ્યા હતા અને તેનો આપણી બેદરકારીને લીધે નાશ થાય એ તો મેળવેલું ધન ખોયા જેવું શરમાવનારૂં કહેવાય. તેના શિક્ષણ માટે શાળાઓમાં વ્યવસ્થા થવી જોઇએ અને તે માટે મ્યુનિસિપાલિટીઓ તરફથી રાત્રિશાળાઓ કાઢવામાં આવે તો અમારૂં માનવું છે કે ઘણા ગુમાસ્તાઓ, કલાર્કો અને વિદ્યાર્થીઓ તેનો અવશ્ય લાભ લે. તે દિશામાં રા. જીણાભાઈનો પ્રયત્ન આવકારદાયક લેખાવો જોઇએ; અને અભ્યાસ માટે તેમનું આ પુસ્તક બહુ ઉપયોગી માલૂમ પડશે.

બુદ્ધિ પ્રકાશ (સપ્ટેમ્બર ૧૯૨૫)